શિક્ષકોને અતિ ઉપયોગી, નવીન પદ્ધતિથી બનાવેલી

# બીજા ધોરણની સરળ નોટ.

---

(બધા પાઠ તથા કવિતાનો અર્થ, આંક, માપ, ગણીત, મુખગણીત, ભૂગોળ, અઘરા શબ્દો, પદાર્થ પાઠનો સાર વગેરે વિષયોનો સમાસ કરેલો છે.)

---


છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર
**સુખલાલ નાથાલાલ શાહ.**
રીલીફરોડ—અમદાવાદ.

---

સને ૧૯૧૫. પ્રત ૨૦૦૦.
કીંમત રૂ. ૦-૫-૦.

શ્રી "સત્યનારાયણ" પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપી. ઠે. સીવીલ હોસ્પીતાલ સામે પાનાભાઈની ચાલીમાં—અમદાવાદ.

# બીજી ચોપડીના પાઠના અર્થ.

## પાઠના અર્થ.

### પાઠ ૧ લો.

જ=મોટું ટેબલ
મઘમઘે=સુગંધ આપે
વાસ=સુગંધ
વટેમાર્ગુ=મુસાફર
ધર્મશાળા=મુસાફર લોકોને ઉતરવાની ધર્માદાની જગા
ઘોર=ભયંકર, બિહામણું
ગગનમાં=આકાશમાં
ઝગઝગે=ચળકે
ઉજાસ=અજવાળું
પૃથ્વી=જમીન
પહાડ=મોટા ડુંગર
પાધર=ગામની ભાગોળ આગળની સપાટ જમીન
સરજ્યાં=બનાવ્યાં
કળાતું=સમજાતું
દયાળુ=દયાવાળા
પાડ=ઉપકાર
યાદ રાખવા=સંભારી રાખવા
ભક્તિ=ભજન
સાર=પરમેશ્વરે આપણા સુખને માટે બધું કર્યું છે.

---

### પાઠ ૩ જો.

વરસ=એક દિવાળીથી બીજી દિવાળી સુધીનો વખત
ઋતુ=રત, મોસમ
મહીનો=૩૦ દિવસ જેટલો વખત
તહેવાર=આનંદનો દિવસ
કારતકી=કારતક માસથી શરૂ થતું
ઉતરાણ=પોષ માસમાં આવતો એક તહેવાર
સુદ=અજવાળીઉં
વદ=અંધારીઉં
પખવાડીઉં=પંદર દહાડાનો વખત
તિથિ=તથ, દિવસ
લેખે=હિસાબે
વસ્ત્ર=લુગડાં, કપડાં
અમાસ=વદની પંદરમી તિથિ

પુનેમ=સુદની પંદરમી તિથિ
હોળી=ફાગણ સુદ પુનેમનો તહેવાર
બળેવ=શ્રાવણ સુદ પુનેમનો તહેવાર
દશેરા=આસો સુદ દશેમનો તહેવાર
દિવાળી=આસોવદ અમાસનો તહેવાર
ખીલે=તાજાં થાય
શિઆળો=ટાઢની ઋતુ
ઉનાળો=તાપની ઋતુ
ચોમાસું=વરસાદની ઋતુ
શિઆળાના મહિના=કારતક, માગશર, પોષ ને મહા
ઉનાળાના મહિના=ફાગણ, ચૈત્ર, વૈશાખ ને જેઠ
ચોમાસાના મહિના=અષાડ,શ્રાવણ ભાદરવો ને આસો
પર્વ=તહેવાર
સાર:-વરસની ઋતુ ત્રણ છે. દરેક ઋતુ ચાર મહિનાની છે. દરેક મહિનો ૩૦ દિવસનો છે, તેમાં બે પખવાડીઆં છે સુદને વદ. સુદની પંદરમી તિથિ પુનેમ ને વદની પંદરમી તિથિ અમાસ કહેવાયછે.

## પાઠ ૪ થો.

મેળો=ઘણાં માણસોનું એકઠું થવું તે
ગોકળઆઠમ=શ્રાવણ વદ આઠમ, (ગોકુળમાં શ્રી કૃષ્ણનો જન્મ થયો તે આઠમ.)
કડકડતાં=કડકડ અવાજ કરતાં
કપડાં=લુગડાં
ભાઇબંધ=મિત્ર, દોસ્ત
એકઠાં=ભેગાં
બઝાર=માલ વેચાતો હોય તે જગા, ચૌટું
ઠઠ=ભીડ
વછુટા=જુદા
બેઉ તરફ=બંને બાજુ
કંસારા=કાંસાનાં, તાંબાનાં ને પિત્તળનાં વાસણો બનાવનારા તથા વેચનારા
સુખડીઆ=સુખડી વેચનારા, મિઠાઇ વેચનારા, કંદોઈ
હાટ=દુકાન
મિઠાઇ=ખાંડ સાકરવાળી ચીજો
ખરાદી=સંઘાડીઆ, લાકડાનો રંગીન સામાન બનાવનાર

પુષ્કળ=ઘણાં
કાપડીઆ=કાપડ વેચનારા
સુતરાઉ=સુતરનું બનેલું
રેશમી=રેશમનું બનેલું
શણ=બીંડી
સરૈયા=સુગંધીદાર તેલ ને અત્તરો વેચનારા
બહેક બહેક થઇ રહી હતી=ઘણીજ સુગંધ આપતી હતી.
અરસા=તખતા, દર્પણ, આયના
લીલો મેવો=તાજાં પાકાં ફળો
ચોગાન=ખુલ્લી જગા, મેદાન
મદારી=સાપ, રીંછ, માંકડાં વગેરેને રમાડી ખેલ કરનાર
ખેલ=રમત
સવારો=ઘોડા પર બેઠેલા સિપાઈ
તેનો હરખતો માયજ નહિ= તે બહુ રાજી થઇ.

---

## પાઠ ૫ મો

નઠારી=ખરાબ
સોબત=સંગત
મઝા=આનંદ
શેખી=ખોટી બડાઈ
પારકાશા=બીજાના જેવાં ?
આખરે=છેવટે, અંતે
પેઠા=દાખલ થયા, ગયા
ખાસાં પાકાં=સરસ પાકેલાં
નિશાન તાકીને=બરાબર નજર માંડીને
ઘાટ=ઉપાય, યુક્તિ
રાસ=દોરડું
દોસ્ત=મિત્ર
પછવાડેથી=પાછળથી
રખવાળ=સાચવનાર, ચોકી કરનાર
સજ્જડ=સખત, ભારે
ઝપાટો=ફટકો, ઘા
લગાવ્યો=માર્યો
ચકરી=ફેર, તમ્મર, મૂર્છા
લુંદાઇ=ચગદાઇ
લોહીલોહાણ=લોહીથી ખરડાએલું
લપડાકો=હાથવતી ગાલપર મારવું તે
જીવ લઇને નાઠો=ઘણોજ બીને ભાગ્યો
ખેંચી લાવ્યા=જોરથી લઇ આવ્યા
ધોલો=હાથવતી માથાપર મારવું તે
ચોદી કાઢી=મારી લીધી.

ફળ=બદલો.
સોબત તેવી અસર=જેવી સંગત હોય તેવા ગુણ આવે.
સાર—નઠારી સોબત રાખવી નહિં.

---

## પાઠ ૬ ઠ્ઠો.

રખડેલ=રખડુ, જેને રખડવું ગમે તે
શેઠ=પૈસાદાર માણસ.
શેઠાણી=શેઠની વહુ.
ખાતાંપીતાં હતાં=પૈસાવાળાં હતાં, પૈસાની બાબતમાં સુખી હતાં.
વયે=ઉમ્મરે.
મોટી વયે=ઘણાં વરસની ઉંમર થયા પછી.
શેઠાણીના હરખનો તો પારજ રહ્યો નહિ=શેઠાણીને ઘણોજ હરખ થયો.
પાર=છેડો.
હરખ=આનંદ, હર્ષ.
વધાઈ=વધામણી, આનંદના ખબર
ઓવારણાં=દુઃખડાં, મીઠડાં.
ફોઇપગલું=ફોઇએ આપેલું ઘરેણું
લાડકવાયો=લાડકો, એકનો એક
ભેટ=ખુશાલીમાં કંઇ આપવું તે.
લાડમાં=પ્યારમાં
ઉછરવાથી=મોટો થવાથી.
કુટેવ=ખરાબ ટેવ.
પોળમાં=શેરીમાં.
સોબત=દોસ્તી.
અટકચાળા=અડપલાં, રસ્તે જનારના ચાળા કરવા તે.
ઇલાજ=ઉપાય.
વંઠી જશે=બગડી જશે
નિશાળને બહાને=નિશાળનું નામ લઇને.
ચૌટામાં=બઝારમાં.
રઝળતો=રખડતો
મસ્તીમાં તોફાનમાં.
લાતાલાતી પર ચઢયું=સામાસામી પાછલા પગની પાટુ મારવા લાગ્યું.
લાત=પાછલા પગની પાટુ
ઉતરી ગયો=સાંધેથી ખસી ગયો.
તંમર=ચકરી, મૂર્છા.
ભેંકડો તાણતો=મોટે સાદે રોતો.
હાડવૈદ=ભાગી ગએલાં કે ઉતરી ગએલાં હાડકાં બેસાડનાર વૈદ

લેપ માર્યો=દવા ચોપડી
વલે=હાલત, દશા.
ખો=નઠારી ટેવ.

**સાર**:—રસ્તામાં રઝળવું નહિ.

---

## પાઠ ૭ મો.

જક્કી=હઠીલું, મરજી પ્રમાણે ચાલનાર, પોતે ધારેલી વાત નહિ છોડનાર.
વાછરડાં=ગાયનાં બચ્ચાં
પાડાં=ભેંસનાં બચ્ચાં
લવારાં=બકરીનાં બચ્ચાં
ગાડરાં=ઘેટીનાં બચ્ચાં
રબારી=ભરવાડ, ઢોર ચારનાર.
ચારો=ખાવાનું ઘાસ
નીરતો=નાખતો, આપતો.
ઓસડવેસડ=દવા ને બીજા ઉપાય
ખાંધે=ખભે.
તાજો ચારો=લીલું ઘાસ.
ઝોક=ગામમાં અથવા ગામને પાદરે બકરાં, ઘેટાં વગેરેને એકઠાં કરી રાખવાની જગા.
લૂકમાં=ગરમીમાં
જતન કરતો=સંભાળ રાખતો.
ઉચી=વસુકી;
ઉચી ગયા પછી=દૂધ દેતી બંધ થયા પછી.
ભાગે=ભાગના હિસાબથી.
બદલ=બદલે, સાટે.
તકરાર=કજીઓ.
શિકારી=શિકાર કરીને ઢોરનું માંસ ખાનારાં.
જાળવતો=સાચવતો.
અભાગીઉં=કમનસીબ, નઠારા નસીબવાળું.

---

## પાઠ ૮ મો.

કેદ થઇ રહેવું=પુરાઇ રહેવું.
ગોંધતો નથી=પુરતો નથી.
ગોંધી મૂકે છે=પુરી મૂકે છે.
ચેન=મઝા.
પાધરમાં=ગામ બહારની ખુલ્લી જમીનમાં.
ચાંદની=ચંદ્રનું અજવાળું, અજવાળી રાતનો પ્રકાશ
ખેલવું=રમવું.
ઠરેલ=ડાહી, સમજુ.
નાદાન=મૂર્ખ, સમજણ વગરનું.

સપડાઇ જશે=પકડાઇ જશે.
જક=હઠ.
લાગ ફાવ્યો=વખત મળ્યો
સટકી ગયું=છાનુંમાનું નાસી ગયું.
કોતર=ગુફા, બખોલ.
તરાપ=ઠેકડો, કુદકો
વરૂ=કુતરાની જાતનું શિકારી પશુ.
બોડમાં=બખોલમાં
તાજું=તરતનું, નવું, કુમળું.
કમોત=નઠારે મોતે.

## પાઠ ૯ મો.

રિસાળ=વારંવાર રિસાય તે.
સહેજ સહેજમાં=જરાજરામાં.
છેડો=પાર, અંત.
ભાગ્યે=જવલ્લે, કવચિત્
આડોશી પાડોશી=પાસેના ઘરમાં રહેનાર
ભાઇભાંડુ=ભાઈ, બેન, વગેરે.
પચવામાં ભારે=ઝટ ન પચે તેવું.
ચીસ=બૂમ.
ટેવ=હેવા
નકામો=ખાલી, અમથો.

ઢોંગ કરતો હશે=ખોટું ખોટું રડતો હશે.
વેદના=પીડા, દુ:ખ.
મુદ્દલ=જરા પણ, બીલકુલ
ચેન=સુખ, મઝા
ખોટું=માઠું, ખરાબ
પસ્તાયો=પોતાની ભૂલ સમજીને દીલગીર થયો,
વરઘોડો=વર ઘોડે બેસીને ગામમાં ફરવા નીકળે તે.

## પાઠ ૧૧ મો.

ચકભિલ્લુ=એક જાતની રમત. (કોઇ તેને મગ માટલી પણ કહે છે)
વેળા=વખત
કચ્છ ભીડી=કછોટો વાળી.
સાથ ઠરાવી=બે ટોળી નકી કરી.
વડો=મોટો
ગુરુજી=મહેતાજી સાહેબ.
ગઢ=કિલ્લો, ગામને ફરતી મજબુત ભીંત.
ગઢ સાથમાં=જેનો કિલ્લો છે તે ટોળીમાં.

ભિક્ષુ=ભીખુ, ભેરૂ.
હુમલો=હલ્લો, ઓચીંતા છાપો મારવો તે.
આશરે=લગભગ.
અંતરે=છેટે.
ઠાકોર=રજપુત રાજા
સરદાર=લશ્કરનો ઉપરી
ચક્કરમાં=કુંડાળામાં.
ઘૂમી રહ્યો=આમ તેમ દોડવા માંડ્યો.
દાવમાં=ઝપટમાં, હાથમાં.
પેંતરા=લાંબાં ડગલાં, ફલંગો
ગમ=તરફ, બાજુ
મેર=તરફ, બાજુ
જમણી દોડ ભરી=જમણી બાજુએ દોડી.
પૂર જોસથી=પૂરેપુરા બળથી, ઘણીજ ઝડપથી.
ભુલથાપ=ભુલાવો, છેતરવું તે.
ટપોટપ=એકદમ, એક પછી એક,
દાવ=રમવાનો વારો
શાબાશ=વાહ વાહ!

## પાઠ ૧૨ મો

દૃઢ=ચોક્કસ, ફરે નહિ એવા.
વેળાએ=વખતે
ગેડીદડા=ગેડી ને દડાની રમત.
પીતરાઇ ભાઈ=કાકાનો દીકરો.
રંગ=મઝા
રંગ જામ્યો હશે=મઝા પડતી હશે.
છી તો ધુળ=પછી તો કંઈ નહિ.
થોભ=ઉભો રહે, અટક
ખાતરી=સાબિતી, ભરોસો.
લાચાર=નિરુપાય.
સુનું=સાચવનાર વગરનું
રસ્તો=ઉપાય
યાદ આવે છે=સાંભરે છે.
પીડા=પંચાત
ડગવા=ફરવા, ખસવા
સારઃ—મન દૃઢ રાખવું.

## પાઠ ૧૩ મો.

મધમાખી=મધ બનાવનારી માખી.
ગણગણતી=ગૂં ગૂં કરતી.
કુટુંબ=વંશ,
મીઠું મીઠું=ગળ્યું ગળ્યું.
છછેડે=ખીજવે
ડંખીએ=ડંખ મારીએ

ચાહે છે=ઇચ્છે છે.
પીઠ=વાંસો.
ચકચકે છે=ચળકે છે
ઘાટ=આકાર, રૂપ.
સોહામણી=શોભિતી, સુંદર.
ફુટડા=રૂપાળા, દેખાવડા.
ભપકાદાર=ભપકાવાળા.
કશા=કાંઇ પણ
ઉલટા=સામા.
માલમતા=સરસામાન.
કરડી કોરીને=કાપી કોતરીને.
દુભવો છો=દુઃખ દોછો.
વલે=હાલત, દશા.
સ્વાદે=સ્વાદથી.
ચાહે=ઇચ્છે.
નડીએ=હરકત કરીએ
નડે=હરકત કરે.
ભલું=સારૂં.
બુરૂં=નઠારૂં, ખરાબ.
ઉપયોગમાં=ખપમાં, કામમાં.
બગાડ=નુકસાન

---

પાઠ ૧૪ મો.

મોસાળ=મામાનું ઘર.
મોળાઈ ભાઇ=મામાના દીકરા ભાઇ
ધાન્ય=અનાજ
તેની આંખ ટાઢી થઇ=તે જોઇ બહુ રાજી થયો.
અંગેઠી=[illegible], ધુણી.
પોંક=ધાન્યના લીલા કણસલાને શેકીને કાઢેલા દાણા.
મોજમઝા=આનંદ
હરખાયો=ખુશી થયો.
તલપી રહ્યું હતું=આતુર થઇ રહ્યું હતું.
ઉલટ ભેર=હોંસથી
હોંસભેર=હોંસથી.
પસ્તાયો=પોતાની ભૂલ સમજી દીલગીર થયો.
વાંક=ગુનો,
સમજ=સમજણ.
નકામી=ખાલી, અમથી.

---

પાઠ ૧૫ મો.

તખતો=આરસો.
ઝુંટવી લીધો=ઝડપ મારી લઈ લીધો.

સરી પડચો=લપસી પડ્યો, પડી ગયો.
બરડ=પછાડવાથી કે પડવાથી ભાંગી જાય તેવો.
ખેંચતાણ=બહુ આગ્રહ
કાયર=હેરાન
કાયર કરે છે=મુંઝવે છે, પજવે છે.
વેળાસર=વહેલી વહેલી
શણગારવી=લુગડાં ઘરેણાં પહેરાવવાં
બેનપણીઓ=સખીઓ, સાહેલીઓ.
ફુટી બદામ=ફુટેલી બદામ
સહીઅરો=બેનપણીઓ
વિવાહ=લગ્ન
કટ્ટા=અણબનાવ
સંતાપ=કાયર કરવું તે
સંતાપ નહિ=પજવ નહિ

### પાઠ ૧૬ મો.

બાળ=બાળક
રામચંદ્રજી=અયોધ્યાના રાજા દશરથના મોટા પુત્ર
પુનમ=પૂરો ચંદ્ર દેખાય તે તિથિ
કૌશલ્યા=રામચંદ્રજીનાં મા.
પૂર્વ તરફ=ઉગમણી દિશામાં.
ઇચ્છા=મરજી
ચંદ્ર ભણી=ચંદ્ર તરફ
ગભરાટમાં=મુંઝવણમાં
તેમનું મન મનાવવા=તેમને ખુશી કરવા
તરેહ તરેહનાં=જાતજાતનાં
ફાંફાં=ગોથાં, નકામી મહેનત
ફાંફાં માર્યા=ખાલી મહેનત કરી
ગણકાર્યું=માન્યું
ડસકાં ખાતાં=હીબકાં ભરતાં
રોણ=રડવું, રૂદન
જારી રાખ્યું=ચાલતું રાખ્યું
મહેલ=રાજાનો બંગલો
એકઠી=ભેગી
ખીજવાયા=ચીડાયા, ગુસ્સે થયા.
રડ પર=રોવા પર
ગોદમાં=ખોળામાં
મધુર=મીઠું
હાલરડું=બાળકને સુવાડતી વખતે ગાવાનું ગીત
કેમે કરી=કોઇ પણ ઉપાયે
રડ છોડે નહિ=રોતા બંધ રહે નહિ
ધીરા પડે નહિ=ઓછા રડે નહિ
મહારાજા=મોટા રાજા

પ્રધાન=દિવાન, કારભારી
દર્પણ=નાની આરસી, આભલું
સાર:—કારણ શોધીને ઉપાય કરવો.

---

પાઠ ૧૭ મો.

વગર વિચાર્યું=વિચાર કર્યા વિનાનું
જોડું=ધણી ધણીઆણી
કચરો પુંજો=વાસીદું
પરવારી=નવરી થઇ
ભક્તિ=ભજન, સેવા
કથા=ધર્મની વાત
ગુજરાન=ભરણ પોષણ
ઓછું આવતું=ખોટું લાગતું, દીલગીરિ થતી
વેળાએ વેળાએ=વખતે વખતે
પાપ=ખોટાં કામ
આધાર=ભરોસો
આંગણામાં=ઘરના આગલા ભાગમાં
તરફડતું=થરથરતું ધ્રૂજતું
ઉછેરીને=ખવરાવીપીવરાવીને
મેર=દયા
ફળ=બદલો
ગુસ્સો=ક્રોધ
ભાંગીતુટી=જેવીતેવી સમજાય તેવી
મૂર્ખ=સમજ વગરની
અભાગણી=કમનસીબ
પાપી=પાપ કરનારી
શું વળે=શું થાય?
જાન=જીવ
પસ્તાય=દીલગીર થાય
દેખો=જુઓ
દોહરાનો અર્થ=જે માણસ વગર વિચાર્યું કામ કરે છે તે પાછળથી દીલગીર થાય છે. જુઓ, એવાં કામથી ઘણાના જીવ જાય છે.
સાર:—કોઇ કામ વગર વિચાર્યું કરવું નહિ.

---

પાઠ ૧૮ મો.

સંદેશો=મોઢે કહેવાના સમાચાર
ખોડંગતો=લુલો ચાલતો
પાળ્યો=પોતાને ત્યાં રાખ્યો
હુંફાળું=થોડું ગરમ
પરાળ=ડાંગરનું સુકું ઘાસ
છાપું=વર્તમાનપત્ર
પસંદ કરી=ખુશીથી કબુલ કરી.

છાપખાનાવાળા=છાપું છાપનારા
ગોઠવણ=બંદોબસ્ત
ગાર્ડ=આગગાડીની સંભાળ રાખનાર
સરનામું=કાગળ ઉપરનું નામ ગામ, ઠેકાણું વગેરે
સ્ટેશન=આગગાડીને ઉભી રહેવાનું ઠેકાણું
સડક=બાંધેલો રસ્તો
નીમેલે=નકી કરેલે
ડરતો=બીતો
પંપાળીને=પીઠપર હાથ ફેરવીને
ડર નહિ=બી નહિ
ઠરાવ પ્રમાણે=ગોઠવણ મુજબ
કેળવ્યો=કામ શીખવ્યું
ઝપાટાબંધ=ઘણી ઝડપથી
ખબરદાર=હોશિયાર, ચાલાક
સાર:—કામ શીખવી શકાય છે.

પાઠ ૧૯ મો.

ભલો=સારો
રીતસર=નિયમસર
વારો=વખત
જાતે=પોતે
તોફાની=તોફાન કરનાર
માથું મારી=માર્ગ કરી
ઢીમણું=કંઇ વાગવાથી શરીરનો ભાગ ઉપસે છે તે.
ખરૂં=સાચું
છાતીવાળો=હિમ્મતવાન
કને=પાસે
હડસેલી કાઢે છે=ધક્કા મારીને કાઢી મૂકે છે.
વેગળા=દૂર, છેટા, આઘા
સાથી=સોબતી
પેટભરી=ઘણોજ સંતોષ થાય તેટલા
બઝાડીને=વળગાડીને
પાડ=ઉપકાર

પાઠ ૨૦ મો.

પાદશાહ=મોટો મુસલમાન રાજા, રાજાઓનો રાજા
અરબ=અરબસ્તાન દેસનો વતની મુસલમાન
સુબો=મોટા પ્રાંતનો ઉપરી મુખ્ય અમલદાર
ખંત=કાળજી

દરબારમાં=રાજ સભામાં
દેખાવડો=રૂપાળો
મુલક=દેશનો મોટો ભાગ
નીમણુક=નીમવું તે, ઠરાવું તે
ખાસ ઓરડો=જે ઓરડામાં બીજા કોઇથી ન અવાય તે ઓરડો
શાહજાદા=પાદશાહના કુંવરો
શાહજાદીઓ=પાદશાહની કુંવરીઓ
ચિતરામણ=ચિત્રો
રમતગમત=રમત કરીને આનંદ કરવો તે
તહેનાતમાં=હજુરમાં, રૂબરૂમાં
છોકરવાદી=બાળબુદ્ધિ
નામદાર=નામવાળા,પ્રખ્યાત પુરૂષ (આ શબ્દ મોટા માણુસના નામની પહેલાં વપરાય છે,)
ધારૂંછું=ઇચ્છુંછું
સમજુતી=શિખામણ
મોંએ ચઢેલો=મરજીમાં આવે તે બોલી શકે એવો
ફરજંદો=છોકરાં
લાડમાંને લાડમાં=પ્યારમાં ને પ્યારમાં
ઉછરેછે=મોટા થાય છે,
લાડ લડાવો છો=પ્યાર બતાવોછો
અલ્લા=ખુદા, પરમેશ્વર
ખેલતા=રમતા
ગુનો=વાંક
દીલ=મન
વહાલ=હેત
દીલગીરી=અફસોસ
ઓહ્દો=જગા
કઠણ હૈયાનો=કઠણ મનનો
રદ કરૂંછું=બંધ કરૂં છું.
સાર:-જેને પોતાનાં છોકરાંપર હેત નથી હોતું તેને બીજા પર હેત કયાંથી હોય ?

---

પાઠ ૨૧ મો.

આંધળો=બેઉ આંખે દેખતો ન હોય તે
લંગડો=લુલો
ઢેકા ઢળીઆવાળી=ખાડાટેકરાવાળી
ભોંયમાં=જમીનમાં
પક્ષી=જેને બે પગ ને બે પાંખો હોય તે
માળો=પક્ષીએ રહેવાને બનાવેલું હોય તે

કોહલાં=શિઆળવાં
વરૂ=નાર
ખોંખારો=ગળામાંથી કાઢેલો જાડો અવાજ
આડે રસ્તે=ખોટે રસ્તે
દુઆ=આશીષ
ધોરી રસ્તો=મોટો રસ્તો
લાભ=ફાયદો
સારઃ—એક બીજાને મદદ કરવી.

## પાઠ ૨૨ મો

પડછાયો=પાણીમાં જે સામો દેખાવ થાય છે તે
ભાગોળ=પાધર
થોભીશ=ઉભો રહીશ, રોકાઇશ
સામે પાર=સામે કાંઠે
થાક ખાવા=વિસામો લેવા
અદેખો=બીજાનું સારૂં ન દેખી શકે તેવો
લોભી=જેનામાં લોભ હોય તે, સંતોષ વિનાનો
પડાવી લેવા=ઝડપ મારીને લઇ લેવા
ફાંફાં માર્યાં=ખાલી મહેનત કરી.
ખોળ=શોધ, તપાસ
દાનત=ઇચ્છા, મરજી
ગુમાવ્યું=ખોયું.
તાકે છે=ઇચ્છે છે.
ગુમાવે છે=ખુએ છે.
સારઃ—બીજાનું લઇ લેવાની ઇચ્છા કરવી નહિ.

## પાઠ ૨૩ મો.

ઠગ=છેતરનારા, ધુતારા.
અસલના વખતમાં=જુના વખતમાં
ખરીદ કર્યું=વેચાતું લીધું
વાટમાં=રસ્તામાં
અચરજ=નવાઇ
મહારાજ=મોટા રાજા જેવા. (આ શબ્દ બ્રાહ્મણને માટે વપરાય છે ).
હડખાએલા=જેના કરડવાથી હડખવા લાગે તેવા
મૂર્ખ=અક્કલ વગરનો
ન ગણકારતાં=નહિ માનતાં.
સંદેહ=વહેમ
રખે=કદાચ
દરકાર=પરવા.

ઠાવકું=બરાબર, મોઢા પર હસવું
ન આવે તેવું.
શિકારી=જાનવરોને મારનાર.
શિકાર પકડવા=જાનવરોને પકડવા
વગર મોતે=મોત વિના
જુઠું=ખોટું
ખામી=ભૂલ
અભડાયો=અપવિત્ર થયો
ખુલ્લું=ઉઘાડું
ભરોસો=વિશ્વાસ
ગુમાવ્યું=ખોયું
સાર:—બીજાનું કહેવું માનતા
પહેલાં આપણી આંખે જોવું.

---

પાઠ ૨૪ મો.

ચોરી:—પૂછ્યા વિના બીજાની
ચીજ લેવી તે
રડે છે=રૂએ છે
ગોળમટોળ=ગોળ આકારનો
તરેહ તરેહના=જાત જાતના
ચટાપટા=કોઈને પૂછ્યા વિનાનો
બગાડ્યું=નુકસાન કર્યું
વારૂ=ઠીક, સારૂં.
છીનવી લીધો=પડાવી લીધો
ચોર=ચોરી કરનાર
ખોટું=ખરાબ
ઠીક લાગશે=ગમશે
ભરોસો=વિશ્વાસ
સજા=શિક્ષા
કદી=કોઇ દિવસ
સાર:—ચોરી કરવી નહિ.

---

પાઠ ૨૫ મો.

અરબ=અરબસ્તાનનો રહેવાસી મુ-
સલમાન.
છૈયે છોકરે ભરપુર હતો=ઘણાં
બાળકો હતાં
પૈસેટકે ખાલી હતો=પાસે પૈસા
ન હતા.
હાલત બગડતી ગઇ=ગરીબ થતો
ગયો
ખૂટી ગયું=થઇ રહ્યું
ખૂબસુરત=સુંદર, રૂપાળો
ઉમદા=ઉંચી જાતનો
હેત=પ્રીતિ
દેશાવરથી=બીજે દેશથી
વહાલ=હેત

જીવ ચાલતો ન હતો=મન થતું ન હતું.
કપરા=આકરા, કઠણ
લાચાર=નિરૂપાય, ઉપાય વિનાનો
મૂલ=કિંમત
મુકામે=ઉતારે
તેનું મન માને નહિ=તેના મનને ગમે નહિ.
હૈયું ભરાઈ આવ્યું=મનમાં રડવું આવ્યું.
પંપાળતાં=હાથ ફેરવતાં
પરદેશી=બીજા દેશનો રહેવાસી
બરદાસ=ચાકરી
પરવડે=પાલવે.
સાર:—હરણની પેઠે પ્રાણી પર હેત રાખવું.

પાઠ ૨૭ મો

સાબર=એક જાતનું શીંગડાંવાળું પશુ.
ઝરો=વહેળો, નાની નદી
ભરાવ=ભરેલો દેખાવ
નારાજ=નાખુશ
બડબડવા=મરજીમાં આવે તેમ બોલવા
લજવ્યું=શરમાવ્યું
ફુટડા=રૂપાળા
લલકારવું=મોટેથી અવાજ કરવો તે.
તેના કાન પર પડયું=તેણે સાંભળ્યું.
ચમકી ઉઠયું=એકદમ બી ગયું
જીવ લઈને નાઠું=જીવ બચાવવા એકદમ નાઠું.
છલંગ=ફાળ, ફલંગ
પારધીઓ=શિકારીઓ
તેનો કેડો મૂકયો નહિ=તેની પછવાડે જવાનું બંધ કર્યું નહિ
વટાવી=ઓળંગી
ઝાડી=જયાં ઘણાં ઝાડો હોય જગા
ભરાઇ ગયું=સંતાઇ ગયું
ચોપાસ=ચારે બાજુ
ખેંચતાણ=ખેંચાખેંચ
વખોડવું=ખરાબ કહેવું, નીંદવું
સંકટ=દુઃખ
મોહી પડયું=ખુશી થયું
ફસાવી દીધું=દુઃખમાં નાખ્યું
વગર વિચારે=વિચાર કર્યાં વિન

વખોડવી=નીંદવી
વખાણવી=સારી કહેવી
**સાર:**—કોઈ ચીજને વગર વિચારે વખાણવી કે વખોડવી નહિ.

---

### પાઠ ૨૮ મો.

નકલ કરનાર=બીજાના જેવું કરનાર
ગભરાયું=મુંઝાયું
આખરે=છેવટે
રંગરેજ=કપડાં રંગનાર
જરદી=જરદા જેવો રંગ
પાસ=ડાઘ, અસર
દીપડો=બિલાડીની જાતનું શિકારી પ્રાણી
ડરે છે=બીએ છે
ગભરાશો=મુંઝાશો
પ્રધાનનું=દિવાનનું, મુખ્ય કારભારીનું
આગણે=બારણા આગળ
ચોકી કરવી=સંભાળ રાખવી
ચટાપટા=જાત જાતના પટા
લુહાર=લોઢું ઘડનાર
કોઢ=કામ કરવાની દુકાન
ડીલ=શરીર
દાબ્યા=દાબ્યા

ખોટી નકલ=ન બની શકે તેવી નકલ
નકલ=બીજાના જેવું કરવું તે
બુરા હાલ=ખરાબ દશા
**સાર:**—બીજાની ખોટી નકલ કરવી નહિ.

---

### પાઠ ૨૯ મો.

વરા માટે=જમણવાર માટે, ખર્ચ માટે
પિયેર=બાપનું ઘર
મણ બેએક=આશરે બે મણ
ટાંકણે=વખતે
મેળાપ=મુલાકાત, ભેગાં મળવું તે.
ચડભડી ઉઠી=વઢવા માંડી ગુસ્સાથી બોલવા લાગી.
નડવા=હેરાન કરવા
લેખવે છે=ગણે છે
મોઘે ભાવે=વધારે કીંમત આપીને
ખપ=ઉપયોગ
શેખી=બડાઈ, ગર્વ
ચૌટામાં=બજારમાં
રંક=ગરીબ
રડમુંખડયું=કોઇકજ
ભાવ=કિંમત

ચઢાવી=વધારી
ચાહે છે=ઇચ્છે છે
દાદી મા=બાપની મા
ભારેખમ=મોંઘાં, મોટાઇવાળાં
માન=આબરૂ, આવકાર
સૌ કોઇ=બધાં
સારઃ—ભારેખમ થઇ ખૂણે ન બેસી રહેતાં બહાર પડી બધાના ઉપયોગમાં આવવું.

## પાઠ ૩૦ મો.

આપકર્મી=પોતાની જાતે કમાણી કરીને ગુજરાન ચલાવનાર
કુંવર=દીકરા
બાપકર્મી=બાપનું કમાએલું ખાનાર
રાજપાટ=રાજગાદી
તીર્થ=જાત્રાનું ઠેકાણું, પવિત્ર સ્થળ
વતન=રહેવાનું ગામ
દશેરા=આસો સુદ દશેમ
પર્વ=તહેવાર
ઓચીંતી=ખબર ન પડે તેમ
તરાપ=ઠેકડો
સેના=લશ્કર
ઉપરી=મુખ્ય
પાડોશનો=પાસેનો
લુણ=નીમક, મીઠું, અનાજ
ફતેહ કરો=જીત મેળવો
ઠકેરામાં=મંદિરમાં
પ્રાર્થના=વિનંતી, બંદગી
ડંકા=ટકોરા વગાડવા તે
ફરફરતાં=હવામાં ઉડતાં
નિશાનો=રાજ વાવટાઓ
તૂટી પડી=એકદમ હલ્લો કરી
તક=લાગ, વખત
નાસભાગ=નાસવું ને ભાગવું તે
ભેટયા=બાથમાં લઇને મળ્યા
વરમાળ=વરની ડોકમાં નાખવાની માળા
પહેરામણી=લગ્ન વખતે આપવાની ભેટ.
સારઃ—બાપકર્મી કહેવાવા કરતાં આપકર્મી કહેવાવું તે સારૂં છે.

## પાઠ ૩૧ મો.

ઘાસ=ખડ
ચારો=ચરવાનું
તાજો=ભરેલા પેટવાળો.
લહેર=ધીમો પવન

તડુકતો=જોસથી અવાજ કરતો
ખાબોચીઉં=નાનો ખાડો
ચગદાઇને=કચરાઇને
ચઢાઉ=ચઢાવવાથી ચઢે તેવી, કુલણજી
વેઠે છે=ખમે છે
બોલ=શબ્દ
ગુસ્સે થઈ=રીસે ભરાઇ
મમતે ભરાઇ=હઠે ચઢી
મમત=હઠ
ગજા ઉપરાંત=શક્તિ ઉપરાંત
જીવ ગયો=મરી ગઇ
સારઃ—ગજા ઉપરાંત કંઇ કરવું નહિ.

---

પાઠ ૩૨ મો

કપડાં=લુગડાં
ખરડાએલે=ગારાવાળાં થએલે
લપસી=ખશી
ખરડાયાં=ગારાવાળાં થયાં
ઉપકાર=કોઇનું ભલું કરવું તે
ચોકખાં=સ્વચ્છ, મેલ વગરનાં
ધ્રૂજતો=થરથરતો
[illegible]દી=ગજી, પાણકોરં
મલમલ=એક જાતનું પાતળું કપડું
બફારો=શ્વાસ, ગરમી
સાહુકાર=પૈસાદાર
વાંક=ગુનો
બેદરકાર=કાળજી વગરનો
બોરીઆં=બટન
[illegible]તે=પોતાની મેળે
સારઃ—કપડાં બરાબર પહેરવાં જોઇએ.

---

પાઠ ૩૩ મો.

આંખનો ઉપયોગ=આંખોને વાપરવી તે
ભાઈબંધી=દોસ્તી
ધંધો રોજગાર=કામકાજ
દેશાવર=બીજે દેશ
ડરવા=બીવા
પાડોશમાં=નજીકમાં, પાસે
ખાતરી=ચોકસ વિચાર
ફાટ=ચીરો
અંગુઠીઆં=પગના અંગુઠામાં પહેરવાનાં ઘરેણાં
જોટવા=પગની આંગળીઓમાં પહેરવાનાં ઘરેણાં
નિશાની=ચિહ્નો, એંધાણી

વહેળો=નાની નદી
શેલો=પત્થરની લાટો
ખરે=નક્કી જરૂર
ધોબી=કપડાં ધોનાર
ધોબણ=ધોબીના સ્ત્રી
રાજમાર્ગ=મોટો રસ્તો
ઢુંકડું=નજીક, પાસે
[illegible]=તદ્દન
વસ્યા=રહ્યા
ખંતીલા=હોંસીલા
પુષ્કળ=ઘણો.
સાર:-આંખનો ઉપયોગ કરવો

---




## પાઠ ૩૬ મો.

દિશાઓ=બાજુઓ
ટેકરો=જમીનનો જે ભાગ આજુબાજુની જમીનથી ઉંચો વધેલો હોય તે.
પડછાયો=ઓળો
છેક જ=બીલકુલ
કસરતશાળા=કસરત કરવાની જગા
બપોર=દહાડાનો વચલો વખત
પીઠ=વાંસો
ચારે દિશાનાં નામ=પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ
પૂર્વ=ઉગમણી
પશ્ચિમ=આથમણી
દક્ષિણ=જમણી

---

## પાઠ ૩૭ મો.

બેસતા વરસનો દહાડો=નવું વરસ શરૂ થાય તે દિવસ, કાતક સુદી ૧
સાથીઆ=આવા 卐 આકારો
માપ=પ્રમાણ
ભાન ખબર
એટલે=એટલા ઉપર

મથાળે=ઉપલા ભાગમાં
રસ્તો=ઉપાય
લંબાઇ=લાંબું માપ
પહોળાઇ=પહોળું માપ
મધ્યમાં=વચ્ચે
ફરો=મોભ રાખવાની ટોચવાળી દિવાલ
લંબચોરસ=આવા |‾‾‾| આકરનો
ચઢતી ઉતરતી=નિયમસર ઉંચી થતી
બેઠકો=બેસવાની જગાઓ
ગેલેરીઓ=પગથીઆના આકારની બેઠકો.
ઠીક=સારી રીતે, બરાબર

---

પાઠ ૩૮ મો

આગગાડી=દેવતાથી ચાલતી ગાડી
સ્ટેશન=જે ઠેકાણે ગાડી ઉભી રહે ને માણસો ચડે ઉતરે તે જગા
નિશાન=એંધાણ
પૂલ=નદી પર જવા આવવાને બાંધેલો રસ્તો
ખેતરો=અનાજ વાવવાની જગાઓ
ગોચર=ગાયોને ચરવાની જગાઓ, બીડ
મેળવી=સરખાવી.
મથક=મુખ્ય ઠેકાણું

---

પાઠ ૩૯ મો

સહેલ=ગમ્મતવાળી મુસાફરી
વર્ગ=ક્લાસ
વર્ગ ભરાએલો=ઘણા છોકરા આવેલા
વગડો=ગામ બહારની જગા
પોપડો=ઢોરોને ચરવાની જગા, ચરો, બીડ
આંબાવાડી=આંબા હોય તેવી વાડી
નિચાણમાં=નીચી જગામાં
મેર=તરફ
વહેળો=નાની નદી
ઢાળ=ઢોળાવ, ઢળતી જમીન
દેખાવ=નજરે દેખાતો ભાગ
ટાઢો=ઠંડો
મઝા=આનંદ
ઇશાન=પૂર્વ ને ઉત્તર દિશા વચ્ચેનો ખૂણો
કાંઠો=નદી કાંઠાની જમીન
વહેણ=પાણીનું વહેવું તે

ચાલાક=ઝડપથી ને સારી રીતે કામ કરનારો.
આ પારથી પેલેપાર=આ કાંઠેથી પેલે કાંઠે
ક્યારડા=જમીનમાં પાળો કરીને બનાવેલા ખાડા
સુગમ=સહેલું
મસ=ઘણું

## પાઠ ૪૦ મો

અધિકારીઓ=અમલદારો
વાળુ=રાતનું જમવું તે
મોસાળ=મામાનું ઘર
ચોરા=ગામડામાં મુખી, તલાટી અને બીજા સરકારી માણુસોને કામકાજ કરવા બેસવાનું મકાન
મુખી=પટેલ, ગામડાનો મુખ્ય માણુસ
ગંધ મારે છે=ગંધાય છે
બંદોબસ્ત=ગોઠવણુ
હવાલદાર=મુખીના હાથ નીચેનો માણુસ
વારાવાળો=કામ કરવાનો જેનો વારો હોયતે
મામલતદાર=તાલુકાની દેખરેખ રાખનાર અમલદાર
ભરણું=રૈયત પાસેથી જે રકમ આવી હોય તે
રાવળીઓ=વરતણીઓ. ચોકીદાર સિપાઇ
તાલુકો=મામલતદાર રહેતા હોય તે ગામ
તલાટી=ગામનું મહેસુલ ઉઘરાવનાર
તાલુકો=કેટલાંક ગામોનો નક્કી કરેલો જત્થો
હુંડી=મની ઓર્ડર, રૂપીઆ મળવાની ચિઠ્ઠી
ટપાલી=ટપાલના કાગળ વહેંચનાર
ગેરહાજર=હાજર નહિ તે
દાકતર=દવા કરનાર

## પાઠ ૪૧ મો.

સવાર=સુરજ ઉગે તે વખત
સાંજ=સુરજ આથમે તે વખત
સોનેરી=સોના જેવો
કોરો=આણુઓની લીટીઓ
અંગારા=બળતા કોલસા

દુકાનદારો=દુકાનવાળા
દુકાનો=માલ ભરેલાં ઘરો
વાળી ઝાડીને=ઝાપટીને અને વાળીને
કલોલ=આનંદના અવાજો
વનસ્પતિ=ઝાડ, છોડ ને વેલા
તાજી=ચળકતી
ખીલતી=આનંદથી વધતી
મધમાખો=મધ બનાવનારી માખી
ખીલેલાં=ઉઘડેલાં
લહેર=ધીમો સપાટો
જન=માણસો
જનાવર=માણસો સિવાયનાં બીજાં પ્રાણીઓ.
આખરે=છેવટે
ઘોંઘાટ=ગડબડાટવાળો અવાજ

---

## પાઠ ૪૨ મો.

ફેર=તફાવત, જુદાપણું
સમજ પાડીશ=સમજાવીશ.
આસપાસ=ચારે તરફ
ગુંગળાઇ=મુંઝાઇ
પ્રાણી=જેનામાં જીવ છે ને જે હાલીચાલી શકે છે તે
ઝપાટો=આંચકો, જોરથી ધક્કો લાગવો તે
પવન=ગતિવાળી હવા
તોફાન=બહુ જોરથી વાતો પવન
ઉથલી=ઉડી
ફેલાઇ=ચોતરફ ફરી વળી.
ફરી ગયો=બદલાઇ ગયો
ફળીઉં=શેરી
છેટેના=આઘેના
દરીઓ=ખારા પાણીનો મોટો ભંડાર
વરસાદ=વાદળાંમાંથી પડતું પાણી
ધાન્ય=અનાજ
પાકે=પેદા થાય
પવનને લીધેજ=પવનથીજ
વાસ=સુગંધ
અકળામણ=મુંઝવણ
વાવાઝોડું=વરસાદ સાથે પવનનું તોફાન

---

## પાઠ ૪૩ મો.

મૂલ=કિંમત
ઓછું=થોડું
સહેલાઇથી=થોડી મહેનતે

ચુરો=ઝીણો ભુકો
કણ=કણીઓ
હું પ.ગળતો નથી=તાપ લગાડતાં
મારો રસ થતો નથી.
ઓગળતો નથી=પાણી સાથે મળી
જતો નથી
નિર્દય=દયા વિનાના
કોલ=રેતી સાથે મેળવેલો ચુનો.
કહાણી=વાત
સેંકડો=ઘણા સો
બારીક=ઝીણાં
જંતુઓ=જીવડાં
વેહ=છિદ્રો, કાણાં
થર=પડ
ચાંચવા=જમીન ખોદવાનાં ઓજાર
પાવડા=ખોદેલી ધૂળ ટોપલામાં
ભરવાનાં ઓજાર
હકીકત=વાત

## પાઠ ૪૪ મો.

કંસારા=કાંસું ઘડનારા, તાંબા
પિત્તળનાં વાસણો બનાવીને
વેચનારા.
બહેર મારી જાય છે=બહેરા થઈ
જાય છે
ભેળ=ભેગ, મેલ
ગાળીને=રસ કરીને
ચંબુ=શિરોઈ
નાળચાં=નળીઓ
બેડાં=હાંડો ને ગાગર
તાંબાકુંડી=તાંબાની કુંડી
માંજીએ=ઘસીને સાફ કરીએ
થર=પડ
તાંબાના કાટનું નામ=જંગાલ
ઝેરી=ખાવાથી ઝેર ચઢે તેવો.
પુષ્કળ=ઘણું
સિક્કા=છાપવાળું નાણું
ટંકશાળ=સિક્કા પાડવાની જગા.

## પાઠ ૪૫ મો.

ધાતુ=જે ટીપી શકાય છે ને જેનાં
પતરાં ને તાર થાય છે તે
વારો=વખત
ખાણ=જમીનમાં ખોદેલો ખાડો
મેળવણી=ભેગું કરવું તે
પીગળીને=રસ થઈને
ફટાય છે=ફાટ વાળી થઈ જાય છે
માંજેલાં=ઘસીને સાફ કરેલાં
સતું=સોંઘું

### પાઠ ૪૬ મો

ઘાસ=ખડ
વર્ગ છોડતી વેળાએ=રજા આપતી વખતે
ઘાસનું બઝાર=ઘાસ વેચાતું હોય તે બઝાર
દીઠો=જોયો
ચરો=ઢોરને ચરવાની જગા
કુમળું=કુણું, તાજું
છાપરાં છાવામાં=છાપરાંપર પાથરવામાં
ધારવાળી=ધાર જેવી અણીદાર
કોર=બાજુ
દાભ=દર્ભ
નકામું=કામવગરનું
ચરાઉ=ચરનારાં
ગંજી=ઘાસનો ગોઠવેલો ઢગલો
ગડીઓ=ગાંઠો
સુગંધ=સારી વાસ
ખુજળી=ખરજ, ખસ
ધુપેલ=પકવેલું તેલ
અત્તર=સુગંધીદાર તેલ
જડ=મૂળ
ઉપલાણે=પાણી જે તરફથી આવતું હોય તે ભાગમાં
પાણીવાટમાં=પાણીને જવાના રસ્તામાં
ચમરી=છોગું કુલનો જત્થો
સુંવાળી=લીસી
વાટ=રસ્તો
વાસ=ગંધ
પડા=થોકડા
કૂટીને=ખાંડીને
મૂંજ=સરકટની પાંદડીમાંથી બનાવેલી દોરી

---

### પાઠ ૪૭ મો

પરાળ=ડાંગરના દાણા કાઢી લીધા પછી રહેલા છોડ
સળંગ=આખી
ગુચ્છો=જત્થો, ઝુમખો
સેંકડો=ઘણા સો
ખેતી કરે છે=જમીન ખેડીને વાવે છે
ખાતર=છાણ, મૂતર, સડેલું ઘાસ વગેરે
મહીકાંઠો=મહી નદીના કાંઠાનો મુલક
નાગલી=બાવટો

બીડ=ઘાસ ઉગતું હોય તે જગા
છડીને=ખાંડીને
ઢેબરાં=મીઠું મરચું નાખીને કરેલા નાના રોટલા
ખસલી=ઝીણું ઘાસ
રાતડીઆ=રાતી જુવાર
મીંઠો=ગળ્યો

## પાઠ ૪૮ મો

ખેડુત=ખેતી કરનાર
માખત=ધણી
મજુરી=મહેનત
કામે વળગું છું=કામ કરવા માંડું છું
એક સામટું=અટક્યા વગર
ભાથું=ઘેરથી સીમમાં ખાવાનું લઇ જવામાં આવે તે
ભાણુ=સુરજ
કોઢ=બળદને બાંધવાનું ઘર
ચારો=ખાવાનું ઘાસ
નીરૂં છું=નાખું છું
કૌવતવાળું=જોરાવર
આળસુ=કામ નહિ કરનાર
ભારે=ભારવાળું
હળપુણી=હળમાં નાખવાની કોશ
ચવડું=કોશના ટેકા માટે રાખેલો લાકડાનો ત્રણ ખૂણીઓ ભાગ
સડ=અહાસ
ધુસરી=ધોંસરૂં, જોસરૂં.
છડો=હલેટી, કુંકરી
ચાસ=ઓળ, હાર, લીટા

## પાઠ ૪૯ મો.

ટાંકણે=વખતે
ક્યારડા=મોટી મોટી પાળવાળા ખાડા
રોપવું=રોપ કરીને વાવવા
રોપ=રોપવા સારૂ બી વાવીને તૈયાર કરેલા છોડ
ધરૂ=તરૂ, રોપ
લીલાછમ=બહુજ લીલા
ઝીલવો=માથે પડવા દેવો
કાદવકીચડ=નરમ ગારો
સદા=હમેશાં
ખળી=જે ઠેકાણે ડાંગરને પરાળમાંથી છૂટી પાડવામાં આવે છે તે જગા
છોડાં=ફોતરાં

### પાઠ ૫૦ મો.

કોલુ=કોલ, ચીચુડો, શેરડીમાંથી રસ કાઢવાનો સંચો
પડછા=પાંદડાં
પુષ્કળ=ઘણું
પેર=કાતળી, બે ગાંઠો વચ્ચેનો ભાગ
આંખ=ગાંઠ આગળનો ભાગ જે- માંથી શેરડીના નવા છોડ થાય છે તે
પીત=પાણી પાઇને તૈયાર કરેલો પાક
તરકારી=શાકભાજી
ડુક્કર=ભુંડ
પાકટ=પાકેલી
છારી=પાતળું પડ, પોપડી
ઘટ=ઘાટો

### પાઠ ૫૧ મો.

રસોઈ થતી હતી=જમવાની ચીજો તૈયાર થતી હતી.
તકરાર=વઢવેડ, કજીઓ
ખપનો=કામનો
ભાત=રાંધેલા ચોખા
વઢવા=લડવા
ઉજળો=ધોળો
સફેદી=ધોળાપણું
પચી જાઉં છું=લોહીમાં મળી જાઉં છું.
ભાવથી=હોંસથી
કણક=લોટનો લોંદો
નકામાં=ફોકટ, ખાલી
હિસાબે=ગણતરીમાં
ઉપયોગી=ખપનાં

### પાઠ ૫૨ મો.

મધમાખ=મધ બનાવનારી માખી
મધપુડો=મધનું પોડું
લટકતો=ટીંગાતો
કામજો=ચાબજો.
ધુણી=ધુમાડાવાળો દેવતા
પારકો=બીજાનો
નર=પુરૂષ જાતની માખી
રાણી=મુખ્ય માખી
ઉછેરવાં=મોટાં કરવાં
ડંખ=સોય જેવો અણીદાર ભાગ
આળસુ=કામ નહિ કરનાર
જાતે=પોતે

ચોકખાં=મેલ વગરનાં
જંતુ=જીવડાં

---

## પાઠ ૫૩ મો.

ખાબોચીઆં=પાણી ભરેલા નાના ખાડા.
મરઘાં=કુકડાં
ચીકટ=ચીકાશ
નબળી=બળ વગરની
ભીંજાતું=ભીનું થતું
દાંડી=પાતળી ડાળી.
જોડાએલાં=સંધાએલાં
દાઢ=ચાવવાના દાંત, બેવડા દાંત
મરઘી=કુકડી
પાળ્યાં=રાખ્યાં
જાળવે છે=સાચવે છે
ખડખડે=ખડખડાટ થાય
તળે=નીચે
જાતે=પોતે
છેડવા=કનડવા, દુઃખ દેવા
ધસીને=સામી થઇને
માંજર=કલગી, છોગું
ઉકરડા=ખાતરના ઢગલા, કચરાના ઢગલા.
ખોતરવા=પગ વડે જરા જરા ખોદવા.
વહાણું વાય=સવાર થાય
ધંધે=કામે

---

## પાઠ ૫૪ મો.

સૌએ=બધાંએ
દીઠી=જોઇ
ચીં ચીં=ચકલીનો અવાજ
ચોક=ફળીઉં,
કાબરી=ધોળી ને કાળી
તણખલાં=તરણાં, ઘાસની નાની સળીઓ.
કશાને=કોઇને
ખુણે ખોચરે=ખૂણામાં કે એવે બીજે ઠેકાણે.
ભુરાં=કાળાશ પડતાં ધોળાં.
રઝળીને=રખડીને, ફરીને
ફાયદો=લાભ
બી=બીક, ડર, ભય
લાગ=વખત
લાગ ફાવે=વખત મળે
ઓછો=થોડો

---

## પાઠ ૫૫ મો.

દેખાવ=નજરે પડતો ઘાટ
ગરદન=ડોકનો ઉપલો ભાગ
કેશવાળી=ગરદનપરના વાળ
જાંઘ=સાથળ, ગોઠણની ઉપરનો પગનો ભાગ
થાપા=જાંઘના ચપટા ભાગ
નક્કર=પોલ વગરનો
સપાટ=સરખી, ખાડાટેકરા વગરની
ઝપાટાબંધ=એકદમ
લગામ=ચોકડું
તીણા=નાનાને અણીદાર
ચપટા=અણી વગરના
જુસ્સું=ઘઉંનું થુલું
લાંબી મજલ કાપે છે=ઘણા ગાઉ ચાલી શકે છે
મજલ=મુસાફરી, રસ્તો
પાણીદાર=ચપળ, ચાલાક, ઝડપવાળી
નીમકહલાલ=ખાધેલું હક કરનાર, ધણીની નોકરી ખંતથી બજાવનાર
પ્રીતિ=હેત
ચમકે છે=ભડકે છે, હેબકી જાયછે
શરત=હારજીતની રમત
પીઠ=વાંસો
જીન=ઘોડાની પીઠપર માંડવાનો ચામડાનો સામાન
બરદાસ=ચાકરી
લગભગ=ઘણું કરીને

---

## પાઠ ૫૬ મો

ઘોડાની જાતનાં=ઘોડાને મળતાં
નાળબંધ=નાળ જડનાર
ખરી=પગને છેડે શીંગડા જેવો સખત ભાગ હોય તે
ફેર=તફાવત
જુમખો=જથો
ખોંખારે છે=હણહણે છે
વર્ણા કરે છે=વહે છે, ઉપાડે છે
અડીએલ=કામમાં મંડયું રહે તે
ઠોઠ=શીખી શકે નહિ તેવું
બરદાસ=ચાકરી
કહ્યાગરૂં=કહ્યા પ્રમાણે કરનાર
ટટ્ટુ=નાનું ઘોડું
ખચ્ચર=અડધું ઘોડાને અને અડધું ગધેડાને મળતું પ્રાણી

---

## પાઠ ૫૭ મો.

વાડો=ઘરની પાછળનો ભાગ
ગોકળગાય=એક જંતુ
તફાવત=જુદાપણું, ફેર
ધડ=ડોકની નીચેનો શરીરનો બધો ભાગ
ડોકું=ડોકની ઉપરનો શરીરનો ભાગ
તાળવું=મોંની અંદરનો, કંઠની નજીકનો, ઉપલા જડબાનો ભાગ
હડપચી=દાઢી
ભવાં=ભમર, નેણ
પોપચા=આંખ પરનું ચામડીનું ઢાંકણુ
પાંપણુ=પોપચાં પરના વાળ
ખાળે છે=રોકે છે, અટકાવે છે
લમણુા=આંખો ને કાન વચ્ચેનો ભાગ
ગાલ=મોં ને કાન વચ્ચેનો ભાગ
પાતરાં=પાંદડાં
વાનાં=અવયવ
ગળું=ડોકનો આગલો ભાગ
બોચી=ગરદન,ડોકનો પાછલો ભાગ
મેર=બાજુ
પાસે=પડખે
વચલે ગાળે=વચલા ભાગમાં
પેડુ=પેટની નીચેનો ભાગ
ઢીચણુ=ગોઠણુ, ઘુટણુ
થાપો=જાડો ભાગ
જાંઘ=સાથળ
નળો=ઢીંચણુ નીચેનું પગનું હાડકું.
એડી=પેની
ખરે=જરૂર

---

## પાઠ ૫૮ મો.

આકાર=ઘાટ
વાસ=ગંધ
સુંવાળી=લીસી
સ્વાદ=ચાખવાથી જીભ પર થતી અસર
મઝાની=સારી
મન=મરજી ઇચ્છા
ધબાકો=પડવાથી થએલો અવાજ
ઇંદ્રિય=જે વડે કોઇ વસ્તુનું કંઈ પણ જ્ઞાન થાય તે.
જ્ઞાન=ખબર, સમજણુ

---

### પાઠ ૫૯ મો.

રંગરેજ=કપડાં રંગનાર
ધુટી=રજા
ઘેરા=ઘાટા
ખુલતા=ચમકદાર, ઉઘડતા, ભપકાદાર
ઝાંખા=ઓછા તેજવાળા
મૂળરંગ=જે મેળવણીથી બનતા નથી તે જેવા કે લાલ, પીળો ને વાદળી
મેળવી=ભેગા કરી
કીરમજી=(ખુલતો લાલ ને થોડો ઘેરો વાદળી
કેસરીઓ=કેસરના જેવો (પીળો ને થોડો ખુલતો લાલ.)
તપખીરી=તપખીર-બજરના જેવો (નારંગી ને લીલો.)
કત્થાઈ=કાથા જેવો (નારંગી ને જાંબુડો.)
શખોડી=રાખના જેવો (ધોળો ને થોડો કાળો.)
ઝાંખો ભુરો=કાળાશ પડતો ધોળો (ધોળાને વધારે કાળો.)
ખુલતો વાદળી=વાદળના જેવો (ઘેરો વાદળી ને થોડો ધોળો)
ઓછાવત્તા=થોડા ઝાઝા
ગુલાબી=ગુલાબના ફુલ જેવો (ધોળો ને થોડો ખુલતો લાલ)

### પાઠ ૬૦ મો.

ઉઘાડો=લુગડાં પહેર્યા વિનાનો.
ડીલ=શરીર
ટેવ=હેવા, આદત
કાપડ=લુગડું
અંગરખા=શરીરનું રક્ષણ કરનાર લુગડું
દોશી વાણીઓ=કાપડ વેચનાર
છીંટ=એક જાતનું છાપેલું કપડું
બાસ્તો=એક જાતનું સફેદ કપડું.
સેલું=એક જાતનું માથે બાંધવાનું ને ખભે રાખવાનું કપડું.
જામદાની=એક જાતનું ઝીણું ભુદ્દાદાર કપડું
જંગલી=જંગલમાં રહેનાર
ગરીબ=પૈસા વગરના
રંગદાર=રંગેલાં
પશુ=ચોપગાં જનાવર
રુંવાટી=ઝીણા, ટુંકા ને સુંવાળા વાળ.
ગરજ સારે છે=કામ કરે છે, તંગી મટાડે છે.

# બીજી ચોપડીના કવિતાના અર્થ.



## પાઠ ૨ જો. સવારનું વર્ણન.

વર્ણન=હકીકત. | દીસે=દેખાય
વાણું વાયું=સવાર થયું. | ડોલે=હાલે
ઝગઝગાટ=ચળકાટ | મુજ=મારા
ઝાડપાન=ઝાડનાં પાંદડાં, | પૂર્વે=પૂર્વ દિશામાં
જાગ=ઊઠ | ભાત ભાત=જાત જાતના
વીતી=જતી રહી | બાળ=બાળક

મારા વહાલા બાળક, ઊઠ. વનમાં પંખી બોલે છે. રાત જતી રહી ને સવાર થયું. પૂર્વ દિશામાં ચળકાટ થયો. જાત જાતના રંગ દેખાય છે અને ઝાડનાં પાંદડાં હાલે છે. ( ૧ )

રુડડા=રૂપાળા | મેના=એક જાતનું પંખી
મધુર=મીઠું |

કુકડા કુકરે કુક કરે છે; કાગડા કાકા કરે છે; મેના, રૂપાળા પોપટ ને મોર મીઠા શબ્દો બોલે છે. મારા૦ ( ૨ )

ચંદ્રતેજ=ચંદ્રનું અજવાળું | કાળું થયું=કાળું પડી ગયું
ઊડી ગયું=જતું રહ્યું | તારા તેજ=તારાનું અજવાળું
ખોળે=શોધે | ખૂણાખાંચા=સંતાવાની જગા.
ફીકું=ઝાંખું |

ચંદ્રનું અજવાળું ઝાંખું થઇ ગયું, તારાનું અજવાળું જતું

રહ્યું, ચોરનું મોઢું કાળું પડી ગયું, ને તેઓ સંતાવાને માટે ખૂણા-ખાંચા શોધે છે. મારા૦ ( ૩ )

ભકતજનો=પ્રભુની ભકિત કરનારા
ગવૈયા=ગાયન ગાનારા
દાતા=દાન દેનાર
રૂડું=સારૂં
મુલ્લાં=મસીદમાં બાંગ પોકારનાર
ધ્યાન ધરે=પ્રભુમાં મન લગાડે
ગાન કરે=ગાયન ગાય
દીએ=આપે
દાન=ધર્મને માટે આપવું તે
બાંગ બોલે=નિમાજને માટે બૂમ પાડે.

પ્રભુની ભક્તિ કરનારા લોકો પ્રભુમાં મન લગાડે છે, ગવૈયા ગાયન ગાય છે, દાતા માણસો સારૂં દાન આપે છે, ને મુલ્લાં બાંગ પોકારે છે. મારા૦ ( ૪ )

સુરજ તણો=સુરજનો
ભ્રમર=ભમરો
ખોલે=ઉઘાડે
ઉદય=ઉગવું તે
કમળ=એક જાતનું પાણીમાં થતું ફૂલ.
સુરજ તણો ઉદય થયો=સુરજ ઉગ્યો
અંધકાર=અંધારૂં
પત્ર=પાંખડીઓ

સુરજ ઉગ્યો, રાતનું અંધારૂં ગયું, ભમરો 'ગૂં ગૂં' કરી રહ્યો છે ને કમળ પોતાની પાંખડીઓ ઉઘાડે છે. મારા૦ ( ૫ )

ઉમંગી=હોંસીલાં
ચારો=ખાવાનું
પંખેરૂ=પંખીઓ
ખોળે=શોધે
ધાય=દોડે
ઢોર=ગાય, બળદ, ભેંસ વગેરે.

જેમ જેમ તડકો વધતો જાય છે તેમ તેમ માણસો હોંસીલાં થાય છે. આકાશમાં પંખીઓ દોડે છે ને ઢોર ખાવાનું શોધે છે. મારા૦ ( ૬ )

| | |
|---|---|
| વેલી=વેલા | તૂલ=અનાજ |
| તાજાં=નવાં | ખાલે=ઉઘડે |
| ધીમે=હળવે | ટોળે=ભેગાં મળીને |

ઝાડ, વેલા, ફળ ને ફુલ ધીમે ધીમે ઉઘડે છે ( વધે છે.) તેમાં કાંઇ પણ ભૂલ નથી. ઘણાં પંખીઓ ભેગાં થઇને તાજાં અનાજ ખાવા જાય છે. મારા૦ (૭)

| | |
|---|---|
| વીરા=ભાઇ | માત=મા |
| ધ્યાન દઇ=મન લગાડી | પ્રભુકેરૂં=પ્રભુનું |
| મગન=ખુશી | |

હે ભાઇ, ખુશી થઇ, પ્રભુનું નામ લઇને ઉઠ, પછી મન લગાડીને પાઠ વાંચ, એમ મા બોલે છે. મારા૦ (૮)

સારઃ—સવારમાં વહેલા ઉઠી પોતાનું કામ કરવું.

## પાઠ ૫ મો. સોબત તેવો અસર.

| | |
|---|---|
| સંગ=સોબત | રૂડે સંગે=સારી સોબતથી |
| રંગ=અસર | રૂડો=સારો |
| બેસે=થાય, આવે | બુરે=નઠારે |
| પ્રેમ=હેત, પ્રીતિ | બુરે સંગે=નઠારી સોબતથી |
| પેસે=આવે | બુરો=નઠારો |
| ઠામ=ઠેકાણું | બને=થાય |
| ઠરશે=રહેશે, બેસશે | મેં'તા=માસ્તર |
| રૂડે=સારે | ભાગ્યશાળી=નસીબદાર |

જેને જેવી સોબત હોય, તેને તેવી બહુ અસર થાય.
જેને જેવી સોબત હોય, તેનામાં પ્રીતિ પણ તેવીજ આવે

જેને જેવી સોબત હશે, તેવાં કામ તે કરશે.
જેને જેવી સોબત હશે તેવે ઠેકાણે જઇને તે બેસશે.
સારી સોબતથી સારો થશે, નઠારા સોબતથી નઠારો થાય.
સારા માસ્તરની સોબતથી નસીબદાર વિદ્યાર્થી વિદ્યા ભણે છે.

**સાર:**—સારી સોબત રાખવી.

## પાઠ ૧૦ મો. ફરી ફરીને કામ કરવા વિષે.

| | |
|---|---|
| જાળ=કરોળીઓ તાંતણાની જાળી ગુંથે છે તે. | ભોંય=જમીન |
| ગભરાય=મુંઝાય, અકળાય. | વણતૂટેલે=તૂટયા વગરને. |

એક કરોળીઓ જાળ બનાવતાં જમીન પર પડયો ને મુંઝાવા લાગ્યો. તેણે તૂટયા વગરને તાતણે ઉપર ચઢવા માંડયું. (૧)

| | |
|---|---|
| માટ=માટે | કો=કોઈ, કાંઇ |
| ફાવ્યો નહિ=ચાલ્યો નહિ | લાટ=ઉપાય, યુક્તિ, લાગ |

તેણે ઉપર ચઢવાને માટે મહેનત શરૂ કરી પણ પાછો હેઠે પડયો ને કોઈ ઉપાય ચાલ્યો નહિ. (૨)

| | |
|---|---|
| ફરી ફરીને=વારંવાર | એ રીતે=એ પ્રમાણે |
| ફાવતાં=ઉપાય ચાલતાં | મંડયો રહ્યો=મહેનત કરી. |

એ રીતે ફરી ફરીને બે ત્રણ વાર મહેનત કરી પણ તેમાં ઉપાય ન ચાલતાં ફરીને તૈયાર થયો. ( ૩ )

| | |
|---|---|
| હિંમત=બીવું નહિ તે. | હોંસથી=ઉમંગથી |
| નિરધાર=નક્કી | ભાંડયો=તૈયાર થયો |

તે હિંમત રાખી ઉમંગથી છઠ્ઠીવાર તૈયાર થયો ને ધીરજથી નક્કી જાળે જઈ પુહોંચ્યો. ( ૪ )

| | |
|---|---|
| ખંતથી=ઉમંગથી | વણમોત=વગરમોતે |
| પગતળે=પગ નીચે | ચગદાઇને=કચરાઇને |
| યત્ન=મહેનત | |

જો તેણે ફરી ફરીને ઉમંગથી મહેનત ન કરી હોત તો કોઇના પગતળે કચરાઇને વગર મોતે મરી જાત. (૫)

| | |
|---|---|
| આળસ=કામ કરવું ગમે નહિ તે | લાભ=ફાયદા |
| અનંત=પાર વગરના, ઘણા. | ખંત=હોંસ, ઉમંગ |
| તજી=છોડી દઇ | પામે=મેળવે |

એ રીતે જો આણસો મનમાં હોંસ રાખી, આળસ છોડી દઇ મહેનત કરે તો ઘણા ફાયદા મેળવે. (૬)

સારઃ—સારૂં કામ કરવાને માટે કરોળીઆની પેઠે ફરી ફરીને મહેનત કરવી.

## પાઠ ૧૫ મો. ભાઈબેનના સમજી જવા વિષે.

| | |
|---|---|
| મળી=ભેગાં થઇ | સઘળો=બધો |
| સંપી=હળીમળી | શોક=દીલગીરિ |
| સુખચેન=સુખ ને મઝા | લાજ=આબરૂ |
| લડે=બાઝે, કજીઆ કરે | ઘટે=ઓછી થાય |
| રડે=રૂએ. | નિંદે=ખરાબ બોલે. |

(ભાઇ બોલે છે) હે બેન, આપણે બંને જણ ભેગાં થઈ, હળીમળીને રહીએ તો સુખ થાય ને મઝા પડે. કજીઆ કરીએ કે લડીએ તો બહુ દીલગીરિ થાય, તેથી આપણી આબરૂ ઓછી થાય ને લોકો આપણું ખરાબ બોલે. (૧)

| | |
|---|---|
| બળવંતા=બળવાળા | કદીએ=કોઇ દિવસ પણ |
| સદા=હંમેશાં | લેશ=જરા |
| દહાડા=દિવસો | કલેશ=કજીઓ |

હે બળવાળા પરમેશ્વર બાપ, તું અમને હંમેશાં સંપ આપ જેથી અમારા દિવસો સુખમાં જાય ને કોઇ દિવસ પણ જરા પણ કજીઓ ન થાય. (૨)

| | |
|---|---|
| હળતાં મળતાં હોય=સંપ સંપીને રહેતાં હોય, | ગીતો=ગાયન |
| | માતા=મા |
| રમે જમે=રમે ને ખાય | રાજી=ખુશી |

બાળકો સંપી સંપીને રહેતાં હોય, કોઇ પણ દિવસ લડે કે રૂએ નહિ; રમે, જમે ને ગીતો ગાય તો મા મનમાં ખુશી થાય.
સાર:—બાળકોએ હંમેશાં સંપસંપીને રહેવું.

---

## પાઠ ૨૫ મો. પિતાની કુહાડી.

| | |
|---|---|
| પિતાની=બાપની | બા'દુર=શુરવીર, હિંમતવાન |
| બાળ=બાળક | શાણો=ડાહ્યો |
| કુહાડી=લાકડાં કાપવાનું લોઢાનું હથિયાર. | ઘાવ=ઘા |
| બન્યો=થયો | ભાળે=જુએ |
| ભાયડો=મરદ, પુરૂષ | ખેલતો=રમતો |

એક નાનો બાળક પોતાના બાપની કુહાડી લઇ હિંમતવાન ને શાણો મરદ બન્યો. કંઇ ચીજ જુએ તેને ઘા કરીને કાપી નાખે એમ રમતો રમતો ગામને ઝાંપે તળાવ હતું ત્યાં ગયો. (૧)

| | |
|---|---|
| નીર=પાણી | ડર્યો=બીધો |
| તાંહી=ત્યાં | દીલે=મનમાં |
| જરા=થોડું | તે ઘડી=તે વખતે |
| નિહાળ્યું=જોયું, દીઠું | રડયો=રોયો |
| પાણી માંહી=પાણીમાં | ચીસ=બૂમ, રાડ |

ત્યાં માછલે જરા પાણી હલાવ્યું ને બાળકે પાણીમાં કંઈક જોયું તેથી બાળક મનમાં બીધો ને કુહાડી પાણીમાં પડી ગઈ તે વખતે તે ત્યાં બહુ બૂમ પાડીને રોયો. ( ૨ )

| | |
|---|---|
| સદા=હંમેશાં | સાદ=અવાજ |
| ઝુલતાં=હરતાં ફરતાં, હીંચતાં. | ભલાં=સારાં |
| સમાતાં=સમાઇ રહેતાં | વદે=કહે, બોલે. |
| સુણી=સાંભળી | |

હંમેશાં પાણીમાં હરતાં ફરતાં ને સમાઈ રહેતાં સારાં દેવીમાતા છોકરાની ચીસ સાંભળીને પાણીમાંથી બહાર આવ્યાં. દેવી બોલ્યાં, આ રૂપાની કુહાડી લે. બાળક બોલ્યો, માતા, મારી એવી નથી. (૩)

| | |
|---|---|
| બીજીવાર=બીજી વખત | ગમે=પસંદ પડે |
| બતાવી=દેખાડી | ભલાં=સારાં |

દેવીએ બીજી વખત સોનાની કુહાડી લાવીને દેખાડી. બાળક માથું હલાવીને બોલ્યો; એ નહિ, મને તો મારી સારી કુહાડી ગમે; માટે હે સારાં માતાજી, મને પાણીમાંથી કાઢી આપો. (૪)

દોહરો.

| | |
|---|---|
| સાથ=સાથે | હજો=મળો, થાઓ |
| સુખસંપત=સુખ ને પૈસો (દોલત) | જગનાથ=દુનિયાના ધણી, પરમેશ્વર |
| મેર=મહેરબાની, દયા | |

દેવીએ પાણીમાંથી કુહાડી કાઢી આપી પછી છોકરા સાથે બોલી તને સુખ ને દોલત મળો ને પરમેશ્વર તારાપર મહેરબાની કરો.
સારઃ—સાચું બોલવું.

---

## પાઠ ૩૯ મો. પ્રભુનો મહિમા.

મહિમા=મોટાઇ
જગપતિ=જગતનો ધણી,પરમેશ્વર
જગમા=દુનિયામાં
રચી=બનાવી, કરી
રચના=બનાવટ, શોભા
રૂડી=સારી
અપાર=પાર વગરની, ઘણી
પ્રાણી=જેમાં જીવ છે ને જે હાલી-ચાલી શકે છે તે
સરજાવ્યાં=બનાવ્યાં
સંસાર=દુનિયા, જગત

પરમેશ્વરે દુનિયામાં ઘણી સારી રચના કરી છે. દુનિયામાં નાનાં મોટાં પ્રાણીઓ બનાવ્યાં છે.

નવરંગી=નવા નવા રંગનાં
ખીલતાં=ઉઘડતાં
ગાન=ગાયન
તરૂપાન=ઝાડનાં પાંદડાં

નવા નવા રંગનાં ફુલો ખીલી રહ્યાં છે. પંખી ગાયન ગાય છે. પંખીની પાંખો ને ઝાડનાં પાંદડાં સારા રંગથી શોભી રહ્યાં છે. (૨)

પહાડ=પર્વતો
કરાડ=ઉંચા ને ઉભા ટેકરા
સિંધુ=દરીઓ
સરિતા=નદી
ઘાટ=આરા, કિનારા
સરિતા ઘાટ=નદીના આરા
રળિઆમણી=સુંદર, શોભિતી
નગર=શહેર
વન=જંગલ
વાટ=રસ્તો

મોટા પહાડ, ઉંચા ને ઉભા ટેકરા, દરીઆ ને નદીના આરા તથા શહેર ને વનના રસ્તા એ બધે સ્થળે આ સુંદર રચના કરી છે.(૩)

શીતળ=ઠંડો | તાપ તપે છે=તડકો પડે છે
સાર=સારી | નિર્ધાર=નક્કી
તાપ=તડકો

શિયાળામાં ઠંડો પવન સારી ઠંડક આપે છે, ઉનાળામાં નક્કી સુરજનો તડકો પડે છે. (૪)

ઝુલતાં=લટકતાં | નાદ=અવાજ
મધુર=મીઠા

ચોમાસાના દિવસમાં વરસાદ વરસે છે, ઝાડ પર ફળો લટકે છે ને મોરના મધુર અવાજ સંભળાય છે. (૫)

સુદમાં=અજવાળીઆમાં | વદમાં=અંધારીઆમાં
ચંદ્રતણી=ચંદ્રની | દીસે=દેખાય
કળા=તેજ | રૂડો=સારો
ચંદ્રતણી કળા=ચંદ્રનું તેજ | રંગ=દેખાવ, શોભા

સુદમાં ચંદ્રનું તેજ આનંદ આપે છે ને વદમાં તારાના તેજનો સારો રંગ દેખાય છે. (૬)

મેદાન=સપાટ જમીન | જળમહીં=પાણીમાં
ગમત=આનંદ | પાન=પાંદડાં
કારણે=માટે

રમત ગમતને માટે મોટાં મેદાન બનાવેલાં છે. વેલા ને પાંદડાં પાણીમાં કેવાં તરે છે! (૭)

આંખડી=આંખ | ભલું=સારૂં

જોવાને આંખ આપી છે, સાંભળવાને કાન આપ્યા છે ને બોલવાને જીભ બનાવી છે, આ બધું પ્રભુએ સારૂં કર્યું છે (૮)

સાથ=સાથે
ચાવાણું=ચાવવાનું, ખાવાનું
કીધો=કર્યો
કળા=ખુબી, યુક્તિ
કળી જાયે નહિ=સમજી શકાય નહિ
સરજી=બનાવી
સરજનહાર=બનાવનાર, પરમેશ્વર

દાંતની સાથે ખાવાનું દઈને બહુ ઉપકાર કર્યો છે. આ પ્રમાણે પ્રભુએ જેજે ખુબીઓ બનાવી છે તે બધી સમજી શકાય તેવી નથી.

**સાર;—પ્રભુનો મહિમા અપાર છે.**

---

## પાઠ ૩૫ મો. વસંતઋતુ.

વસંતઋતુ=ફાગણ ને ચૈત્રમાસ
ઋતુ=મોસમ
વિશાળ=મોટા
છજેલ=પથરાએલી
તંબુ=જાડાં લુગડાંનું ઘર
તંબુ તાણેલ=તંબુ બનાવેલ
રૂપ=જેવાં

મોટા વડ પર વેલ પથરાએલી છે તેથી જાણે તંબુ તાણેલ હોય એમ લાગે છે. કેળ, નાળિએરી ને તાડ બધાં ઝાડો ધજા ને વાવટા-જેવાં જણાય છે.

પાન=પાંદડાં
ખરી=ડાળખીથી છુટાં પડી
પૃથ્વી=જમીન
પાકાં=પાકેલાં
વનસ્પતિ=ઝાડ,છોડ વગેરે
પલ્લવ=પાંદડાં
ધરી=ધારણ કરી, લાવી
સ્હોય=શોભે

પીળાં ને પાકાં પાંદડાં હોય તે ખરીને જમીન પર પડે છે ને વનસ્પતિ પોતાના શરીરે નવાં પાંદડાં ધારણ કરીને શોભે છે. (૨)

મીઠા બોલ=સારાં વચન
કલોલ=આનંદના અવાજ
વિશેષ=ઘણાં, વધારે
બેશ=સારૂં

કોયલ મીઠા બોલ બોલે છે, મેના ને પોપટ આનંદના અવાજ કરે છે અને તીતર, કબુતર તથા બીજાં ઘણાં પંખીઓ જાતજાતના રાગ ગાય છે ને સારી રીતે નાચે છે.

કેસુડો=કેસુડાંમાંથી નીકળતો
કેસુડાં=ખાખરાનાં પોપટની ચાંચ જેવાં ફુલ
ઘોળીને=બનાવીને, ઘુંટીને.
ખેલે=રમે
લોક=માણસો
ફુવારા=જેમાંથી પાણીની સેર ઉંચે ઉડે છે તે
ચોટાં=બઝાર
ચોક=ચાર રસ્તા ભેગા થતા હોય તે જગા

કેસુડો રંગ ઘોળીને લોકો હોળી રમે છે. બાગમાં ફુવારા ઉડે છે ને લોકો બઝાર તથા ચોક છાંટે છે.

ગુંજાર=ગુંગું અવાજ કરવો તે
નવરંગ=નવા નવા રંગ
અપાર=પાર વગરના, ઘણા
મોર=આંબાનાં ફૂલ
ખીલી=ફેલડી
ચાંદની=અજવાળી રાત
ચારે ફેર=ચારે બાજુ, બધી તરફ

ભમરાઓ ગુંજાર કરી રહ્યા છે. ઝાડો ઉપર નવા રંગો પાર વિનાના દેખાય છે. આંબા ઉપર મોર શોભે છે ને બધી તરફ અજવાળી રાત ખીલી રહી છે

સ્વાદે=સ્વાદથી
શિખંડ=દહીંમાં ખાંડ નાખીને બનાવેલી મિઠાઈ
જન= માણસો
શીતળ=ઠંડું
નીર=પાણી
પશ્ચિમદક્ષિણ પવન=નૈઋત્ય ખૂણાનો પવન

માણસો સ્વાદથી શિખંડ ખાય છે, ઠંડું પાણી પીએ છે ને નૈઋત્ય ખૂણાના પવનથી શરીર સુખી થાય છે.

સારઃ—વસંત ઋતુમાં ઝાડને નવાં પાન આવે છે, તાપ પડવો શરૂ થાય છે ને માણસોને ઠંડી વસ્તુ ગમે છે.

## પાઠ ૪૮ મો ખેડુત.

| | |
|---|---|
| ખેડુત=ખેતી કરનાર | નીપજાવે=ઉત્પન્ન કરે, પેદા કરે, ઉપજાવે |
| ખરે=નક્કી, જરૂર, ખરેખર | અન્ન=અનાજ |
| તાત=બાપ | સહુ=બધા |
| જગતનો=દુનિયાનો | ધરે=ધારણ કરે, પહેરે |
| સઘળો સંસાર=બધી દુનિયા | વસ્ત્રો=લુગડાં |
| પાળતો=ભરણ પોષણ કરતો | જન=માણસો |
| ઘાસ=ખડ | ભાવે=હોંસે, હેતથી |
| ધાન્ય=અનાજ | |

હે ખેડુત! તું ખરેખર આ દુનિયાનો બાપ ગણાય છે. આ બધી દુનિયા તુજ [illegible]તે જણાય છે. કારણ કે તું કપાસ, ફળ, ફુલ, ઘાસ ને અનાજ ઉત્પન્ન કરે છે. બધા જીવો અનાજ ખાય છે ને માણસો હોંસથી લુગડાં પહેરે છે. (૧)

| | |
|---|---|
| સહે=ખમે, વેઠે | પર ઉપકારી=બીજા ઉપર ઉપકાર કરનારી |
| સદ્દઢ=મજબુત | ખરી=સાચી, ભારે |
| સંતોષે=સંતોષમાં | ખંતથી=હોંસથી |
| સંતોષ=પ્રભુ જેટલું આપે તેટલામાં આનંદ માનવો તે | દીએ=આપે |
| ઉત્તમ=સારામાં સારી, સૌથી સરસ | શીખ=બોધ, શિખામણ |

તું તાપ ને વરસાદ ખમે છે, વળી બહુ મહેનત કરે છે તેથી શરીરે મજબુત રહે છે. તું હમેશાં સંતોષમાં ફરે છે ખરેખર! ખેતી

ઉત્તમ છે વળી તે બીજા ઉપર ઉપકાર કરનારી છે. તું ખરી હોંસથી જગતને સારી શિખામણ આપે છે.

સારઃ—ખેતી ઉત્તમ છે કેમકે તે પોતાનું તથા બીજાનું ભલું કરનારી છે.

## પાઠ પર મો. મધમાખી.

| | |
|---|---|
| મધમાખી=મધબનાવનારી માખી | મનહર=મનને ખેંચે તેવો, સુંદર |
| મહેનતુ=ઉદ્યોગી | મધપુડો=મધ ભરવાનો પુડો |
| હુન્નર=ધંધો, કળા | રચે=બનાવે |
| હુન્નર તણી=હુન્નરની | તત્કાળ=તરત |

હે મધમાખી! તું મહેનતુ છે અને હુન્નરની નિશાળ છે. સુંદર મધપુડો બનાવે છે ને તેમાં તરત રસ (મધ) મૂકે છે. (૧)

| | | |
|---|---|---|
| સરે=થાય | ગુણ=ફાયદો | અપાર=ઘણો |

મીઠું મધ ચૂસી લઈ મીણ તૈયાર કરે છે તેથી ઘણાં કામો થાય છે ને તે ઘણો ફાયદો કરે છે. (૨)

| | |
|---|---|
| નાનું સરખું=બહુજ નાનું | દીસે=દેખાય |
| ચોકખી=મેલ વગરની | આળસ=કામ કરવું ગમે નહિ તે. |
| તજે=છોડી દે | તમામ=બધું |

તું બહુ નાનું જીવડું છે તોપણ મોટું કામ કરે છે, વળી ડાહી ને ચોકખી દેખાય છે ને બધું આળસ તજી દે છે. (૩)

| | |
|---|---|
| ઉદ્યોગી=મહેનતુ | પંકાય=વખણાય |

કીડી, કરોળીઆ ને મંકોડા એ ઉદ્યોગી જીવડાં કહેવાય છે, તેમાં તું ઘણી વખણાય છે.

સારઃ—મધમાખી જેવા ઉદ્યોગી ને ઉપયોગી થવું.

| પોણું. | | ૦।।। | | |
|---|---|---|---|---|
| એકમાં ૦। | | ઊણું (ઓછું) | | તે પોણું. |
| ૧ ૦।।। ૦।।। | ૧૧૦।।। ૮। | ૨૧૦।।।૧૫।।। | ૩૧૦।।।૨૩। | ૪૧૦।।।૩૦।।। |
| ૨ ૦।।। ૧।। | ૧૨૦।।। ૯ | ૨૨૦।।।૧૬।। | ૩૨૦।।।૨૪ | ૪૨૦।।।૩૧।। |
| ૩ ૦।।। ૨। | ૧૩૦।।। ૯।।। | ૨૩૦।।।૧૭। | ૩૩૦।।।૨૪।।। | ૪૩૦।।।૩૨। |
| ૪ ૦।।। ૩ | ૧૪૦।।।૧૦।। | ૨૪૦।।।૧૮ | ૩૪૦।।।૨૫।। | ૪૪૦।।।૩૩ |
| ૫ ૦।।। ૩।।। | ૧૫૦।।।૧૧। | ૨૫૦।।।૧૮।।। | ૩૫૦।।।૨૬। | ૪૫૦।।।૩૩।।। |
| ૬ ૦।।। ૪।। | ૧૬૦।।।૧૨ | ૨૬૦।।।૧૯।। | ૩૬૦।।।૨૭ | ૪૬૦।।।૩૪।। |
| ૭ ૦।।। ૫। | ૧૭૦।।।૧૨।।। | ૨૭૦।।।૨૦। | ૩૭૦।।।૨૭।।। | ૪૭૦।।।૩૫। |
| ૮ ૦।।। ૬ | ૧૮૦।।।૧૩।। | ૨૮૦।।।૨૧ | ૩૮૦।।।૨૮।। | ૪૮૦।।।૩૬ |
| ૯ ૦।।। ૬।।। | ૧૯૦।।।૧૪। | ૨૯૦।।।૨૧।।। | ૩૯૦।।।૨૯। | ૪૯૦।।।૩૬।।। |
| ૧૦ ૦।।। ૭।। | ૨૦૦।।।૧૫ | ૩૦૦।।।૨૨।। | ૪૦૦।।।૩૦ | ૫૦૦।।।૩૭।। |

ત્રણ વાર ૦। તે ૦।।।

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧૦।।।૩૮। | ૬૧૦।।।૪૫।।। | ૭૧૦।।।૫૩। | ૮૧૦।।।૬૦।।। | ૯૧૦।।।૬૮। |
| ૫૨૦।।।૩૯ | ૬૨૦।।।૪૬।। | ૭૨૦।।।૫૪ | ૮૨૦।।।૬૧।। | ૯૨૦।।।૬૯ |
| ૫૩૦।।।૩૯।।। | ૬૩૦।।।૪૭। | ૭૩૦।।।૫૪।।। | ૮૩૦।।।૬૨। | ૯૩૦।।।૬૯।।। |
| ૫૪૦।।।૪૦।। | ૬૪૦।।।૪૮ | ૭૪૦।।।૫૫।। | ૮૪૦।।।૬૩ | ૯૪૦।।।૭૦।। |
| ૫૫૦।।।૪૧। | ૬૫૦।।।૪૮।।। | ૭૫૦।।।૫૬। | ૮૫૦।।।૬૩।।। | ૯૫૦।।।૭૧। |
| ૫૬૦।।।૪૨ | ૬૬૦।।।૪૯।। | ૭૬૦।।।૫૭ | ૮૬૦।।।૬૪।। | ૯૬૦।।।૭૨ |
| ૫૭૦।।।૪૨।।। | ૬૭૦।।।૫૦। | ૭૭૦।।।૫૭।।। | ૮૭૦।।।૬૫। | ૯૭૦।।।૭૨।।। |
| ૫૮૦।।।૪૩।। | ૬૮૦।।।૫૧ | ૭૮૦।।।૫૮।। | ૮૮૦।।।૬૬ | ૯૮૦।।।૭૩।। |
| ૫૯૦।।।૪૪। | ૬૯૦।।।૫૧।।। | ૭૯૦।।।૫૯। | ૮૯૦।।।૬૬।।। | ૯૯૦।।।૭૪। |
| ૬૦૦।।।૪૫ | ૭૦૦।।।૫૨।। | ૮૦૦।।।૬૦ | ૯૦૦।।।૬૭।। | ૧૦૦ ૦।।।૭૫ |

૨૪ પોણાં ? કેટલાં પોણાં ૩૬ ?

## સવાયાં. ૦।

૧ + ૦। = ૧। ( સવા )

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૧। ૧। | ૧૧ ૧। ૧૩॥। | ૨૧ ૧। ૨૬। | ૩૧ ૧। ૩૮॥। | ૪૧ ૧। ૫૧। |
| ૨ ૧। ૨॥ | ૧૨ ૧। ૧૫ | ૨૨ ૧। ૨૭॥ | ૩૨ ૧। ૪૦ | ૪૨ ૧। ૫૨॥ |
| ૩ ૧। ૩॥। | ૧૩ ૧। ૧૬। | ૨૩ ૧। ૨૮॥। | ૩૩ ૧। ૪૧। | ૪૩ ૧। ૫૩॥। |
| ૪ ૧। ૫ | ૧૪ ૧। ૧૭॥ | ૨૪ ૧। ૩૦ | ૩૪ ૧। ૪૨॥ | ૪૪ ૧। ૫૫ |
| ૫ ૧। ૬। | ૧૫ ૧। ૧૮॥। | ૨૫ ૧। ૩૧। | ૩૫ ૧। ૪૩॥। | ૪૫ ૧। ૫૬। |
| ૬ ૧। ૭॥ | ૧૬ ૧। ૨૦ | ૨૬ ૧। ૩૨॥ | ૩૬ ૧। ૪૫ | ૪૬ ૧। ૫૭॥ |
| ૭ ૧। ૮॥। | ૧૭ ૧। ૨૧। | ૨૭ ૧। ૩૩॥। | ૩૭ ૧। ૪૬। | ૪૭ ૧। ૫૮॥। |
| ૮ ૧। ૧૦ | ૧૮ ૧। ૨૨॥ | ૨૮ ૧। ૩૫ | ૩૮ ૧। ૪૭॥ | ૪૮ ૧। ૬૦ |
| ૯ ૧। ૧૧। | ૧૯ ૧। ૨૩॥। | ૨૯ ૧। ૩૬। | ૩૯ ૧। ૪૮॥। | ૪૯ ૧। ૬૧। |
| ૧૦ ૧। ૧૨॥ | ૨૦ ૧। ૨૫ | ૩૦ ૧। ૩૭॥ | ૪૦ ૧। ૫૦ | ૫૦ ૧। ૬૨॥ |

એક સાથે પા તે સવા ( સ + પા )

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ ૧। ૬૩॥। | ૬૧ ૧। ૭૬। | ૭૧ ૧। ૮૮॥। | ૮૧ ૧। ૧૦૧। | ૯૧ ૧। ૧૧૩॥। |
| ૫૨ ૧। ૬૫ | ૬૨ ૧। ૭૭॥ | ૭૨ ૧। ૯૦ | ૮૨ ૧। ૧૦૨॥ | ૯૨ ૧। ૧૧૫ |
| ૫૩ ૧। ૬૬। | ૬૩ ૧। ૭૮॥। | ૭૩ ૧। ૯૧। | ૮૩ ૧। ૧૦૩॥। | ૯૩ ૧। ૧૧૬। |
| ૫૪ ૧। ૬૭॥ | ૬૪ ૧। ૮૦ | ૭૪ ૧। ૯૨॥ | ૮૪ ૧। ૧૦૫ | ૯૪ ૧। ૧૧૭॥ |
| ૫૫ ૧। ૬૮॥। | ૬૫ ૧। ૮૧। | ૭૫ ૧। ૯૩॥। | ૮૫ ૧। ૧૦૬। | ૯૫ ૧। ૧૧૮॥। |
| ૫૬ ૧। ૭૦ | ૬૬ ૧। ૮૨॥ | ૭૬ ૧। ૯૫ | ૮૬ ૧। ૧૦૭॥ | ૯૬ ૧। ૧૨૦ |
| ૫૭ ૧। ૭૧। | ૬૭ ૧। ૮૩॥। | ૭૭ ૧। ૯૬। | ૮૭ ૧। ૧૦૮॥। | ૯૭ ૧। ૧૨૧। |
| ૫૮ ૧। ૭૨॥ | ૬૮ ૧। ૮૫ | ૭૮ ૧। ૯૭॥ | ૮૮ ૧। ૧૧૦ | ૯૮ ૧। ૧૨૨॥ |
| ૫૯ ૧। ૭૩॥। | ૬૯ ૧। ૮૬। | ૭૯ ૧। ૯૮॥। | ૮૯ ૧। ૧૧૧। | ૯૯ ૧। ૧૨૩॥। |
| ૬૦ ૧। ૭૫ | ૭૦ ૧। ૮૭॥ | ૮૦ ૧। ૧૦૦ | ૯૦ ૧। ૧૧૨॥ | ૧૦૦ ૧। ૧૨૫ |

૪૭ સવા ?     કેટલા સવા ૯૦ ?

## આંકને લગતા સવાલો.

| | |
|---|---|
| ૧. ૮૪ ાા કેટલા ? | ૬. કેટલા સવા ૭૮ ? |
| ૨. ૬૮ ૧ા કેટલા ? | ૭. કેટલા અઢીઉં ૧૫ાા ? |
| ૩. ૯૨ રાા કેટલા ? | ૮. કેટલા છક ૧૯૨ ? |
| ૪. ૩૬ ૯ કેટલા ? | ૯. કેટલા પા ૧૮ાા ? |
| ૫. કેટલા પોણું ૪૨ ? | ૧૦. કેટલા દોઢું ૧૧૪ ? |

## પાછલા ધોરણમાં ચાલેલા આંકને લગતું મુખગણિત.

૧. એક પૈસાનાં ૧૩ બોર તો ૯ પૈસાનાં કેટલાં ?
૨. એક વર્ગમાં ૨૫ છોકરા તો ૭ વર્ગમાં કેટલા ?
૩. એક પૈસાનું ાા શેર શાક તો ૪૫ પૈસાનું કેટલું ?
૪. એક મજુરને ાા રૂ. મળે તો ૯૭ મજુરને કેટલા રૂ. મળે ?
૫. એક કલાકમાં ૧ાા ગાઉ ચલાય તો ૪૨ કલાકમાં કેટલા ગાઉ ચલાય ?
૬. એક દાડમના રાા પૈસા બેસે તો ૭૫ દાડમના કેટલા પૈસા બેસે?
૭. ૧૪૫ માં ૧૭ નાખીએ તો કેટલા થાય ?
૮. ૨૪૯ માં ૨૩ નાખીએ તો કેટલા થાય ?
૯. ૧૮૪ માંથી ૩૫ કાઢીએ તો કેટલા રહે ?
૧૦. ૪૦૦ માંથી ૨૫ કાઢીએ તો કેટલા રહે ?
૧૧. એક પૈસાની ૨૪ કોડી આવે તો ૧૬૮ કોડીનું શું બેસે ?
૧૨. એક રૂ. ૧૬ જમરૂખ આવે તો ૧૪૪ જમરૂખનું શું બેસે ?
૧૩. એક હારમાં ૮ છોકરા ઉભા રાખીએ તો ૧૮૪ છોકરાની કેટલી હાર થાય ?

૧૪. દરેક સુતારને ૧।। રૂ. આપીએ તો ૬૬ રૂ. કેટલા સુતારને અપાય ?

૧૫. દરેક છોકરને ૦। કાગળ આપતાં ૧૯ કાગળ કેટલા છોકરાને અપાય ?

## ધાત.

### શેરની ધાત.

| | |
|---|---|
| શેરના અચ્છેરા | ૨ |
| શેરના પાશેરા | ૪ |
| શેરનાં નવટાંકાં | ૮ |
| શેરનાં અધોળાં | ૧૬ |
| શેરના રૂપીઆભાર | ૪૦ |
| શેરના પૈસાભાર | ૭૨ |

ટીપઃ—શેરના જુના પૈસાભાર ૭૨ થાય છે પરતુ નવા પૈસાભાર ૯૬ થાય છે.

### શેરના ભાગોના રૂ. ભાર

| | |
|---|---|
| શેરના રૂ. ભાર | ૪૦ |
| ૦।।। શેરના રૂ. ભાર | ૩૦ |
| ૦।। શેરના રૂ. ભાર | ૨૦ |
| ૦। શેરના રૂ. ભાર | ૧૦ |
| નવટાંકના રૂ. ભાર | ૫ |
| અધોળના રૂ. ભાર | ૨।। |

### શેરના ભાગોના પૈસાભાર.

| | |
|---|---|
| શેરના પૈસાભાર | ૭૨ |
| ૦।।। શેરના પૈસાભાર | ૫૪ |
| ૦।। શેરના પૈસાભાર | ૩૬ |
| ૦। શેરના પૈસાભાર | ૧૮ |
| નવટાંકના પૈસાભાર | ૯ |
| અધોળના પૈસાભાર | ૪।। |

### મણની ધાત.

| | |
|---|---|
| મણના અધમણીઆ | ૨ |
| મણના દશશેરા | ૪ |
| મણનાં પાચશેરી | ૮ |
| મણના અઢીશેરી | ૧૬ |
| મણના સવાશેરી | ૩૨ |
| મણના શેર | ૪૦ |

ટીપ-દશશેરાનું બીજું નામ તોલું છે

### અંગ્રેજી લંબાઈના આપની ધાત.

૧૨ ઇંચનો ૧ ફુટ
૨ ફુટનો ૧ ગજ
૩ ફુટનો ૧ વાર (યાર્ડ)

### દેશી લંબાઈના આપની ધાત.

૨ આંગળનો ૧ તસુ
૨૪ તસુનો ૧ ગજ

૪ આંગળની ૧ મૂઠી
મૂઠીની ૧ વેંત
૨ વેંતનો ૧ હાથ

### ચલણી નાણાની ધાત.

| | |
|---|---|
| રૂપીઆના અર્ધા | ૨ |
| રૂપીઆના પાવલાં | ૪ |
| રૂપીઆની બેઆની | ૮ |
| રૂપીઆના આના | ૧૬ |
| રૂપીઆના ઢબુ | ૩૨ |
| રૂપીઆના પૈસા | ૬૪ |
| રૂપીઆના અધેલા | ૧૨૮ |
| રૂપીઆની પાઇ | ૧૯૨ |

૧૨ પાઇનો ૧ આનો
૧૬ આનાનો ૧ રૂપીઆ
૧૫ રૂપીઆની ૧ મહોર

૧૬ બદામનો ૧ દોકડો
૬૧ દોકડે ૧ આનો
૧૦૦ દોકડે ૧ રૂપીઓ.

### ગણતરીની ધાત.

૧૨ નંગે ૧ ડઝન
૧૨ ડઝને ૧ ગ્રોસ

૨૪ કાગળનો ૧ ધા
૨૦ ધાનું ૧ રીમ

### વરસની ધાત.

૩૦ દિવસનો ૧ માસ
૧૨ માસનું ૧ વરસ

### વરસના મહિનાનાં નામ.

| | | |
|---|---|---|
| કારતક | ફાગણ | અષાડ |
| માગશર | ચૈત્ર | શ્રાવણ |
| પોષ | વૈશાખ | ભાદરવો |
| મહા | જેઠ | આસો |

## ધાતને લગતા સવાલો.

૧. પાંચ શેરનાં અધોળાં કેટલાં? જ. ૮૦.
૨. અઢી શેરના રૂા. ભાર કેટલા? જ. ૧૦૦
૩. દોઢ શેરના પૈસાભાર કેટલા? જ. ૧૦૮.
૪. ૫૬ નવટાંકના શેર કેટલા? જ. ૭.
૫. ૯૦ પૈસાભારના પાશેરા કેટલા? જ. ૫.
૬. દરેક માણસને અધોળ ઘી આપીએ તો ૮૮ માણસને જમાડવાને કેટલા શેર ઘી જોઇએ? જ. ૫॥ શેર.
૭, તમારી પાસે ૦॥ શેર ખાંડ છે. દરેક છોકરાને ૨ પૈસાભાર આપો તો કેટલા છોકરાને આપાય? જ. ૨૭ છોકરાને.
૮. એક ડબીમાં ૩॥ શેર ઘી હતું તેમાં ૩ નવટાંક ને ૨ અધોળ ઘી નાખ્યું તો કુલ કેટલું ઘી થયું? જ. ૪ શેર.
૯. મારી પાસે ૧॥ શેર મમરા હતા તેમાંથી ૫ રૂા. ભાર ઢોળાઈ ગયા તો બાકી કેટલા રહ્યા? જ, ૧ શેર ને ૫ રૂા. ભાર.
૧૦. પાશેર શાકનો ૧ પૈસો બેસે છે તો ૯॥ શેર શાકનું શું બેસે? જ. ૩૮ પૈસા.
૧૧. ૧॥ મણના શેર કેટલા? જ. ૫૦.
૧૨. ૯॥ મણની અઢીશેરી કેટલી? જ. ૧૫૨.
૧૩. ૯૦ શેરના મણ કેટલા? જ. ૨॥.
૧૪. ૯ ફૂટના ઈંચ કેટલા? જ. ૧૦૮.
૧૫. ૨॥ ગજના ઈંચ કેટલા? જ. ૬૦.
૧૬. ૦॥ વારના ઈંચ કેટલા? જ. ૧૮.

૧૭. ૧૨૦ તસુના ગજ કેટલા? જ. ૫.
૧૮. ૫૧ મૂઠીની વેંત કેટલી? જ. ૧૭
૧૯. મેં ૧ વાર ને ૦ાા ગજ લુગડું લીધું તો કેટલા ઈંચ થયું? જ. ૪૮.



# ભૂગોળ.

## દિશા.

આપણે સવારમાં ઉઠતાંજ ઉગતા સૂર્યને જોઈએ છીએ, તે હમેશાં એકજ તરફ ઉગે છે, તેમ કદી ઉગ્યા વગર રહેતો નથી; વળી તે આપણા સુખનું સાધન છે માટે જુના વખતના લોકો સવારમાં ઉઠીને તેને પગે લાગતા તેથી તે તરફની બાજુને તેઓએ ઉગમણી કે **પૂર્વ દિશા** એવું નામ આપ્યું. પૂર્વ એટલે પહેલાંની—આગળની. સૂર્ય ઉગ્યા પછી ઉપર ચડતો આવે છે ને પાછળ જાય છે તેથી તે બાજુનું નામ આથમણી કે **પશ્ચિમ દિશા** પાડયું. પશ્ચિમ એટલે પાછળની. પૂર્વ બાજુ તરફ મોં રાખી ઉભા રહેતાં જમણા હાથ તરફ જે દિશા આવે છે તેનું નામ **દક્ષિણ દિશા** પાડયું. દક્ષિણ એટલે જમણી. હવે ડાબા હાથ તરફ જે દિશા રહી તેનું નામ **ઉત્તર દિશા** પાડયું. આમ લોકોએ **પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ ને ઉત્તર** એવાં દિશાનાં ચાર નામ પાડયાં.

જે તરફ સૂર્ય ઉગે છે તે બાજુનું નામ **પૂર્વ દિશા.**

જે તરફ સૂર્ય આથમે છે તે બાજુનું નામ **પશ્ચિમ દિશા.**

ઉગતા સૂર્ય સામે મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફની બાજુનું નામ **દક્ષિણ દિશા** ને ડાબા હાથ તરફની બાજુનું નામ **ઉત્તર દિશા.**




## ખૂણા.

દરેક બબ્બે દિશા વચ્ચે એકેક ખૂણો થાય છે. તેથી જેવી રીત ચાર દિશા થાય છે તેવા રીતે ખૂણા થાય છે.

ઉત્તર ને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાનું નામ **ઈશાન** ખુણો.
પૂર્વ ને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાનું નામ **અગ્નિ** ખુણો.
દક્ષિણને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાનું નામ **નૈઋત્ય** ખુણો.
પશ્ચિમને ઉત્તર દિશા વચ્ચેના ખૂણાનું નામ **વાયવ્ય** ખુણો.






## રાત્રે દિશા જાણવાનું સાધન.

દિવસે તો સૂર્યના ઉગવા આથમવા ઉપરથી દિશા જાણી શકાય છે પરંતુ રાત્રે દિશાઓ એક તારા પરથી જણાય છે તેનું નામ ધ્રુવનો તારો છે તે ઉત્તર દિશા તરફ છે ને હંમેશાં એકજ જગાએ દેખાય છે તેથી તેના પરથી ઉત્તર દિશા માલમ પડે છે એટલે બાકીની દિશાને પૂર્ણ સમજી શકાય છે.




## સૂર્ય કે ધ્રુવનો તારો ન દેખાય ત્યારે દિશા જાણવાનું સાધન.

વાદળાં વાળા દિવસે કે રાત્રે સૂર્ય કે ધ્રુવનો તારો દેખાતા નથી ત્યારે એક દાબડી પરથી દિશા જાણી શકાય છે તેને હોકાયંત્ર કહે છે. હોકાયંત્રમાં એક કાંટો હોય છે તે હંમેશાં ઉત્તર તરફ રહે છે. તમે દાબડી ગમે તેમ ફેરવશો પણ કાંટો ઉત્તર તરફજ રહેછે.

**ટીપઃ—શિક્ષકે પ્રત્યક્ષ હોકાયંત્ર બતાવવું.**

## અંતર.

કેટલીક વસ્તુઓ પાસે પાસે હોય છે ને કેટલીક એક બીજી-થી છેટે હોય છે. તે છેટું કોઈમાં વધારે ને કોઈમાં ઓછું હોય છે. છેટાનું બીજું નામ અંતર છે. કોઇ બે વસ્તુઓ વચ્ચે કેટલું અંતર છે તે જાણવું હોય તો અંતર માપવાનાં સાધનનાં નામ ને તેનું કોષ્ટક યાદ કરવું જોઇએ.

૧૨ ઇંચનો ૧ ફૂટ.
૩ ફૂટનો ૧ વાર.
૨૨ વારની ૧ સાંકળ.
૧૦ સાંકળનો ૧ ફર્લાંગ.
૮ ફર્લાંગનો ૧ માઇલ.
૨॥ માઇલનો ૧ ગાઉ.

ટીપ—શિક્ષકે બની શકે તેટલાં માપ પ્રત્યક્ષ બતાવવાં ને તે વડે મપાવવું.

# ગણિત.

## સંખ્યા વાચન.

(૧) ૮. (૨) ૧૯. (૩) ૭૯. (૪) ૧૦૦. (૫) ૭૪૫. (૬) ૯૯૦. (૭) ૫૦૯. (૮) ૧૦૦૦. (૯) ૨૪૧૫. (૧૦) ૩૦૭૯. (૧૧) ૫૭૦૮ (૧૨) ૯૯૭૦. (૧૩) ૮૦૦૪ (૧૪) ૭૧૦૦ (૧૫) ૫૦૧૦. (૧૬) ૧૦૦૦૦. (૧૭) ૨૦૪૫૯. (૧૮) ૪૫૦૯૭. (૧૯) ૮૪૭૦૫. (૨૦) ૮૦૦૪૯.

## સંખ્યા લેખન.

(૧) નવ. (૨) ઓગણચાળીસ (૩) બીત્તેર. (૪) બસો.

(૫) ચારસો ઓગણત્રીસ. (૬) સાતસો પચાસ. (૭) છસો નવ. (૮) પાંચ હજાર, સો. (૧૦) છ હજાર, નવસો, એંસી. (૧૧) બેહજાર, ત્રેસઠ.

## સરવાળા.

(૧) ૯, ૮, ૫, ૬, ને ૩. (૨) ૮, ૩, ૭, ૪ ને ૬. (૩) ૧૪, ૧૭, ૧૧, ૧૨ ને ૧૫. (૪) ૨૮, ૧૨, ૧૮, ૫ ને ૨૦. (૫) ૯૨, ૮૪, ૭૦, ૮ ને ૧૯. (૬) ૯, ૩૦, ૮૯, ૮૫ ને ૧૫ (૭) ૨, ૪૫, ૩૦૯, ને ૧૧૮. (૮) ૯૦, ૪૮, ૧૦૭ ને ૫૩. (૯) ૨૪૧૩, ૩૯૧૮, ને ૧૪૮૦. (૧૦) ૫૦૯૨, ૩૦૦૭, ને ૯૪૯. (૧૧) ૨૪૬૦૫ ૪૯૨૦૩, ૪૨૦૦) ને ૯૬૧૧. (૧૨) ૮૦૦૦૦, ૪૭૯૭૯, ૫૦૨, ૯૭૯ ને ૧૭. (૧૩) ૨ ૪૯, ૮૪,૪૭૦૫૩, ૮૩૫૧૭ ને ૯૦૦

## બાદબાકી.

(૧) ૭ માંથી ૫. (૨) ૯ માંથી ૩. (૩) ૧૮ માંથી ૧૩. (૪) ૪૭ માંથી ૨૫. (૫) ૮૧ માંથી ૨૪. (૬) ૯૨ માંથી ૩૫. (૭) ૯૧ માંથી ૪૭. (૮) ૬૧ માંથી ૧૮. (૯) ૭૦ માંથી ૨૫. (૧૦) ૯૦ માંથી ૫૩. (૧૧) ૧૮૪ માંથી ૧૩૭. (૧૨) ૮ ૫૩ માંથી ૨૯૮. (૧ ) ૭૦૫ માંથી ૩૧ (૧૪) ૮૦૨ માંથી ૩૮૪. (૧૫) ૯૦૦ માંથી ૬૦૭. (૧૬) ૪૦૦ માંથી ૨૫૩. (૧૭) ૯૧૫૮ માંથી ૨૪૬૯. (૧૮) ૫૦૦ ૩ માંથી ૨૮૪૭. (૧૯) ૨૮૪૦૬ માંથી ૨૫૯૧૯. (૨૦) ૮૦૬૪૯ માંથી ૫૩૭૯૬.

## ગુણાકાર.

સરવાળાની ટુંકી રીતને ગુણાકાર કહે છે. ( સાતનો પાંચ વાર સરવાળો કરવો તેનું ટૂંકું નામ સાતને પાંચે ગુણવા )

(૧) ૯ ગુણ્યા ૭. (૨) ૮ × ૬. (૩) ૩ × ૯. (૪) ૨૧ × ૪ (૫) ૨૨ × ૩. (૬) ૧૭ × ૬ (૭) ૨૪ × ૭ (૮) ૮૦ × ૫. (૯) ૧૦૦ × ૭ (૧૦) ૧૪૭ × ૮ (૧૧) ૨૦૮ × ૩ (૧૨) ૭૦૪ × ૯. (૧૩) ૮૭૦ × ૭. (૧૪) ૧૦૦૦ × ૫ (૧૫) ૪૨૯૭૬ × ૩ (૧૬) ૨૪૦૦૯ × ૯ (૧૭) ૪૦ ૫૭૯ × ૮. (૧૮) ૯૭૫૩ × ૮. (૧૯) ૪૨૫૦૦ × ૩ (૨૦) ૯૯૦૯૯ × ૬. (૨૧) ૪૨ × ૧૫. (૨૨) ૫૮×૧૨ (૨૩] ૯૭ × ૨૨. (૨૪) ૯૦૮ × ૨૭. (૨૫) ૪૫૨૩ × ૬૨. (૨૬) ૧૯૮૭૬ × ૮૪. (૨૭) ૨૬૦૨૪ × ૭૦. (૨૮) ૯૧૦૦૯ × ૫૦. (૨૯) ૭૦૫૩ × ૮૯. (૨૫) ૪૦૦૦૦ × ૮૪.

## ભાગાકાર.

બાદબાકીની ટુંકી રીતને ભાગાકાર કહે છે. (૪૨ માંથી ૭ ની સાત ઢગલી કરવી તેનું નામ ૪૨ ભાગ્યા ૭)

(૧) ૩૫ ભાગ્યા ૭. (૨) ૫૪ ભાગ્યા ૯. (૩) ૭૨ ભાગ્યા ૮. (૪) ૮૧ ભાગ્યા ૯. (૫) ૬૨ ભાગ્યા ૭. (૬) ૫૧ ભાગ્યા ૬. (૭) ૧૭૬ ÷ ૫. (૮) ૪૦૯ ÷ ૭. (૯) ૨૦૦ ÷ ૬. (૧૦) ૪૭૨૩ ÷ ૭. (૧૧) ૪૯૦૫૩ ÷ ૮. (૧૨) ૬૭૦૦૪ ÷ ૯. (૧૩) ૭૯ ÷ ૧૫. (૧૪) ૫૭૮ ÷ ૧૨. (૧૫) ૧૪૭૦૬ ÷ ૧૪. (૧૬) ૬૮૫૮૯ ÷ ૧૭. (૧૭) ૫૬૪૦૭ ÷ ૨૪. (૧૮) ૬૮૭૪૨ ÷ ૨૭. (૧૯) ૯૭૭ ÷ ૩૨. (૨૦) ૨૪૭૮ ÷ ૫૩. (૨૧) ૯૭૮૪૬ ÷ ૪૭.

## પદાર્થપાઠ.

### પાઠ ૪૧ મો. સવાર ને સાંજ,

**સવાર:**—સુરજ ઉગે છે તે વખત.

**બપોર:**—સુરજ માથા પર આવે છે તે વખત.

**સાંજ:**સુરજ આથમે છે તે વખત.

**સવારનું વર્ણન:**—માણુસો ઊઠીને પોતાને ધંધે વળગે છે, પશુ પક્ષી ખોરાક શોધવા નીકળી પડે છે, ને ઝાડપાન ખુબ ખીલે છે.

**બપોરનું વર્ણન:**—તાપ ઘણો લાગે છે, તેથી પ્રાણીઓ છાયાનો આશ્રય લે છે.

**સાંજનું વર્ણન:**—દિવસનું અજવાળું જતું રહી અંધારૂં થાય છે. લોકો દીવા કરે છે. ઢોર ઘર તરફ પાછાં ફરે છે. પક્ષી માળામાં જઇ બેસે છે. માણુસો વાળુ કરી ઉંઘી જાય છે.

---

### પાઠ ૪૨ મો. હવા ને પવન.

**હવા:**—આપણી આજુ બાજુ જે ખાલી ભાગ દેખાય છે તે ખરૂં જોતાં ખાલી નથી તેમાં એક પદાર્થ ભરેલો છે તેનું નામ હવા છે.

**હવાના ગુણ:**—૧ જે ખાલી જગા દેખાય છે તેમાં ભરેલી છે.
૨ દેખાતી નથી.
૩ હાથ વડે ઝાલી શકાતી નથી.

**હવાની જરૂર:**—પ્રાણી ને વનસ્પતિ તેનો દમ લે છે. હવા ન હોય તો પ્રાણી કે વનસ્પતિ જીવે નહિ.

**પવન:**—હવા હાલે તેનું નામ પવન.

**તોફાન:**—પવન બહુ જોરથી વાય તેનું નામ તોફાન.

**પવનની જરૂર:**—૧ દરીઆપરનાં વાદળાંને ઘસડી લાવી વરસાદ વરસાવે છે.

૨ દરીઆ પર વહાણો ચલાવે છે.

૩ ફૂલમાંનો વાસ ફેલાવે છે.

૪ બફારો ઓછો કરે છે.

**તોફાનથી થતાં નુકસાન:**—૧ છાપરાં ઉરાડી મૂકે છે.

૨ ઝાડ પાડી નાખે છે.

૩ આગ ફેલાવે છે.

---

## પાઠ ૪૩ મો. ચાક.

**ચાકના ગુણ:**—રંગે ધોળો, પોચો, પાણીમાં ઓગળે નહિ તેવો, દેવતામાં પીગળે નહિ તેવો, બરડ, સસ્તો, અપારદર્શક, શોષક.

**ચાકનો ઉપયોગ:**—૧ પાટીઆ પર લખવાના કામમાં આવે છે.

૨ તેમાંથી ચુનો બને છે તે ઘર ધોળવાના ને ઘર બાંધવાના કામમાં આવે છે.

**ચાકની ઉત્પત્તિ:**—દરીઆને તળીએ ઝીણાં જંતુ પોતાને રહેવા માટે બનાવે છે.

**ચાકમાંથી ચૂનો બનાવવાની રીત:**—ચાકને ભઠ્ઠીમાં નાખી ખૂબ તપાવવાથી ચૂનો બને છે.

**કોલ બનાવવાની રીત:**—ચૂના સાથે ઝીણી રેતી મેળવવી.

---

## પાઠ ૪૪ મો. તાંબુ ને તાંબાનાં વાસણો.

**તાંબુ શું છે?** :—ધાતુ છે.

**તાંબાના ગુણ:**—રંગે રાતું, ચળકતું, નરમ, ચીકણું, જલદી કટાય તેવું.

**ઉપયોગ:**—૧ વાસણો બને છે. ૨ સિક્કા બને છે. ૩ તાર ને પતરાં બને છે. ૪ પિત્તળ બને છે. ૫ કાંસું બને છે.

**તાંબાનાં વાસણોનાં નામ:**—લોટા, લોટીઓ, ચંબુ, નાળચાં, તાંબાકુંડી, કથરોટ, બેડાં વગેરે.

**તાંબાના સિક્કાનાં નામ:**—પાઇ, અધેલા, પૈસા ને ઢબુ.

**તાંબાનો કાટ:**—તાંબાના વાસણમાં ખાટી ચીજ કે ટાઢું પાણી ભરી રાખવાથી કાટ બાઝે છે. તે રંગે લીલો હોય છે. તેને જંગાલ કહે છે. જંગાલ ઘણો ઝેરી પદાર્થ છે.

**તાંબાના વાસણમાં કાટ ન બાઝે તેનો ઉપાય:**—કલાઇ દેવરાવવી.

**તાંબામાંથી સિક્કાની બનાવટ:**સરકાર ટંકશાળમાં તાંબાનાં પતરાંના ગોળ કકડા કરી છાપે છે તેથી સિક્કા બને છે.

**તાંબાની ઉત્પત્તિ:**—જમીનમાંથી નીકળે છે.

---

## પાઠ ૪૫ મો. પિત્તળ ને પિત્તળનાં વાસણો.

**પિત્તળ શું છે?** :—મિશ્ર ધાતુ.

**મિશ્રધાતુ:**—બે ધાતુની મેળવણીથી જે ધાતુ બને તે.

**પિત્તળની બનાવટ:**—તાંબા તથા જસતનો રસ કરી મેળવવાથી પિત્તળ બને છે.

**પિત્તળના ગુણ:**—રંગે ઝાંખું પીળું, તાંબા કરતાં કઠણ, તાંબા જેટલું જલદી કટાય નહિ તેવું, તાંબા કરતાં સસ્તું.

**ઉપયોગઃ**—૧ વાસણો બને છે. ૨ કેટલીક ચીજો બને છે.
**પિત્તળનાં વાસણોઃ**—તપેલાં, થાળીઓ, લોટા, લોટીઓ, વાડકા, તાસકો, બરણી, પવાલી, શિરોઇ, વગેરે.
**પિત્તળની ચીજોઃ**—રમકડાં, તાળાં, મજાગરાં, કડાં સાંકળાં, વગેરે.
**પિત્તળના વાસણમાં કાટ ન બાઝેતેનો ઉપાયઃ**—કલાઈ દેવરાવવી.

## પાઠ ૪૬ મો.

## જુદી જુદી જાતનાં ઘાસ ભાગ ૧.

**ઘાસનાં નામઃ**—દાભ, ઝીંઝવો, મોથ, ધરો, સરકટ વગેરે.

**દાભઃ**—તેની પાંદડી જાડી ને કોરે ધારવાળી હોય છે તે કુમળું હોય ત્યાં સુધીજ ઢોર ખાય છે. પાકે છે ત્યારે છાપરાં છાવામાં વપરાય છે, વળી એની દોરી વણીને ખાટલા ભરાય છે, તેનાં મૂળીઆં મોટા સોયા કરતાં પણ જાડાં હોય છે ને જમીનમાં એટલાં બધાં ઉંડાં ઉતરે છે કે હળવડે ખેડવાથી પણ જતાં નથી. દાભને હિંદુ લોકો પવિત્ર માને છે તેથી દરેક પવિત્ર ક્રિયામાં તેનો ઉપયોગ કરે છે.

**ઝીંઝવોઃ**—ચરાઉ જાનવરોને એ બહુ ભાવે છે. ખેડુતો તેને સુકવીને પુળીઓ બાંધી તેની ગંજી કરી મૂકે છે.

**મોથઃ**—તળાવની પાળ પર કે એવી બીજી જગાએ થાય છે. એનાં મુળીઆં પર ગોળ ગડીઓ હોય છે એમાંથી સુગંધ આવે છે, મોથ ઝુજવી પર ચોપડવાના તથા ધુપેલમાં નાખવાના કામમાં આવે છે. એમાંથી અત્તર પણ નીકળે છે.

**ધરો કે દરોઃ**—એની પાંદડી ઝીણી ઝીણી સોય સરખી હોય છે. એની દાંડી જમીન પર ફેલાય છે. એ જમીનમાં એવી જડ

ધાલે છે કે ગમે તેટલી કાઢી નાખીએ તો પણ ઉગે છે. ધરોને હિંદુ લોકો પવિત્ર માને છે તેથી કેટલીક ક્રિયામાં તેનો ઉપયોગ કરે છે.

**સરકટ:**—આ ઘાસ પાણી વહેવાના માર્ગમાં ઉગે છે, તેની ચમરી સુંવાળી હોય છે. જાનવરોને એનો વાસ ગમતી નથી તેથી તેને ખાતાં નથી, તે સકાય છે ત્યારે એની સળીઓની સાદડીઓ, સુપડાં, ટોપલીઓ, વગેરે કરે છે, એની પાંદડી તમાકુના પડા બાંધવાના કામમાં આવે છે. એ પાંડડીને કૂટીને પલાળે છે તેને મૂંજ કહે છે તેની દોરી વણી ખાટલા ભરે છે.

---

## પાઠ ૪૭ મો.

## જુદી જુદી જાતનાં ઘાસ ભાગ ૨ જો.

**ઘાસના બે પ્રકાર:**—(૧) પોતાની મેળે ઉગનારાં, (૨) વાવેલાં.

**પોતાની મેળે ઉગનારાં:**—દાભ, ઝીંઝવો, મોથ, ધરો, સરકટ વગેરે.

**વાવેલાં:**—બાજરી, જુવાર. ડાંગર, ઘઉં, નાગલી, સામો વગેરે.

**બાજરી, જુવાર, ડાંગર, ઘઉં વગેરે. ઘાસની જાતનાં અનાજ કહેવાય છે.**

**તેનાં કારણ:**—૧. તેની પાંદડી ઘાસની પાંદડીના જેવી છે.
૨. તેનો સાંઠો ઘાસની માફક કાતળીને ગાંઠાવાળો છે.
૩. તેનાં મૂળીઆં ઘાસનાં મૂળીઆં જેવાં છે.
૪. તેને મથાળે ઘાસની માફક પાંદડીનો ગુચ્છો છે.

**અનાજ એ શું છે?**—ઘાસનાં બી.

---

## પાઠ ૪૮ મો.

## ખેડુત ને હળ.

**ખેડુત:**—જમીન ખેડીને અનાજ પકવનાર.

**જમીન ખેડવાનું ઓજાર:**—હળ.

**ખેડુતનો બપોરનો ખોરાક**—રોટલા, અથાણું, મરચું ને કોઈવાર દાળ ને ચટણી.

**ખેડુતનો સાંજનો ખોરાક**—રોટલા ને છાશ કે દૂધ.

**ખેડુતનું શરીર મજબુત ને કૌવતવાળું છે તેનું કારણ:**—મહેનત ને સારી હવા.

**હળના જુદા જુદા ભાગનાં નામ:**—કોશ, ચવડું, તુંગું, સક, ધુસરી, છોડો, વગેરે.

**ખેડુત જગતનો બાપ કહેવાય છે તેનું કારણ:**—ખેડુત જગતને જરૂરનાં કપાસ, ફળ, ફૂલ, ઘાસ ને ધાન્ય ઉત્પન્ન કરે છે તેથી.

**ખેડુતની જીંદગી સુખી છે તેનું કારણ:**—શરીરે તંદુરસ્ત રહે છે, સંતોષ રાખે છે ને પ્રભુ સિવાય કોઇની ગરેજ્યાની માગવી પડતી નથી તેથી.

**ખેતી ઉત્તમ શામાટે છે?**—તે સ્વતંત્ર ધંધો છે વળી, તેમાં પરોપકાર બહુ થઇ શકે છે તેથી.

## પાઠ ૪૯ મો.

## ડાંગર.

**ડાંગર રોપવાની રીત:**—જમીન ખેડીને તૈયાર કર્યા પછી એક નાનો ક્યારો કરી તેમાં ડાંગર છાંટે છે. (નાખે છે.) તેમાં નાના છોડ ઉગી નીકળે છે તેને ધરૂ કે તરૂ કહે છે. વરસાદ પડતા પહેલાં ખેડેલી જમીનમાં બીજા મોટા ક્યારા તૈયાર

કરેલા હોય છે તેમાં વરસાદ પડે ત્યારે પાણી ભરાય છે પછી પેલું ધરૂ કે તરૂ ઉખેડી લાવી તેમાં છુટું છુટું રોપે છે. કોઇ કોઈ વાર ધરૂ રોપતાં ખેડુતને માથે વરસાદ ઝીલવો પડે છે ને કાદવ કીચડમાં કામ કરવું પડે છે.

**ડાંગરનો પાકઃ**—ડાંગરને પાણી મસ (ઘણું) જોઇએ છે તેથી પાણીની છત હોય ત્યાં તે પુષ્કળ થાય છે. ચોમાસું બેસતાં ડાંગર રોપાય છે. દિવાળી નજીક ડાંગર પાકીને તૈયાર થાય છે.

**ડાંગર છુટી પાડવાની રીતઃ**—પાકેલી ડાંગરને કાપીને સુકવે છે પછી તેના પુળા બાંધી ખળામાં લઇ જાય છે. ત્યાં પરાળ ને દાણા છુટા પાડે છે.

**ડાંગરનો ઉપયોગ**—ડાંગરને ભરડીને કે છડીને છોડાં ને ચોખા છુટા પાડવામાં આવે છે. ચોખા રાંધીને ખવાય છે.

## પાઠ ૫૦ મો.

## શેરડી.

**શેરડીની જાતઃ**—રાતી ને ધોળી.

**શેરડીનો ઉપયોગઃ**—૧ ખવાય છે. ૨ તેમાંથી ગોળ, ખાંડ ને સાકર બને છે.

**શેરડી રોપવાની રીતઃ**—પહેલાં ભોંયને સારી પેઠે ખેડે છે પછી તેમાં પુષ્કળ ખાતર નાંખે છે. પછી તેને પાણી પાઇને પોચી કરે છે ને તેમાં શેરડીના કકડા ઘાલે છે, કોઈ લોકો કકડા ભોંય પર મૂકીને ઉપર માટી દબાવી દે છે, રોપવાના કકડા નાની કાતળીવાળા ને લગભગ ૧ વેંત લાંબા હોય છે. કકડાની કાતળીના ગાંઠા આગળ આંખ હોય છે એ આંખ ઉપર રહે એવી રીતે કકડા રોપે છે. શેરડી ભેગી કેટલાક તરકારી પણ વાવે છે.

**શેરડીનો પાકઃ**—શેરડીના પીતને પુષ્કળ પાણી જોઈએ છીએ. શેરડી તૈયાર થતાં ૧૦–૧૧ મહિના લાગે છે.

**શેરડીના પાકનું જતનઃ**—ડુક્કર ને શિયાળવાંને શેરડી બહુ ભાવે છે તેથી વાડીમાં પેસી ઘણું નુકસાન કરે છે. તેઓ વાડીમાં પેસી ન શકે માટે ખેડુત લોક ફરતી વાડ કે ભીંત કરે છે.

**કોલુ**:—શેરડી પીલવાનો સંચો તેને કોલુ ચીચુડો પણ કહે છે.

**શેરડીમાંથી ગોળ બનાવવાની રીતઃ**—શેરડી પાકી થાય છે ત્યારે તેના સાંઠાને કોલુમાં પીલે છે એટલે તેમાંથી રસ નીકળે છે, તેને તાવડામાં નાંખી ઉકાળે છે. ઉકાળતાં ઉકાળતાં વારંવાર તેના પર મેલની છારી આવે છે, તે કાઢી લે છે. રસને ઘણી વાર ઉકાળે છે, તેથી તે મધ જેવો ઘટ થાય છે. પછી તેને ઉતારી ટાઢો પાડે છે એટલે ગોળ બને છે.

## પાઠ ૫૧ મો.

## ભાત ને રોટલી.

**ભાત**:—રાંધેલા ચોખા ભાત કહેવાય છે.

**ભાતના ગુણ**:—ચોખ્ખો, ઉજળો, જલદી રંધાય તેવો, જલદી પચી જાય તેવો.

**રોટલી**:—ઘઉંના લોટની કણક બાંધી, તેમાંથી નાની નાની લુગદી બનાવી, વણી, તાવડીમાં શેકીને બનાવેલો ગોળ આકાર.

**રોટલીના ગુણ**:—આકારે ગોળ, જલદી ન પચે તેવી, શરીરમાં કૌવત આપનારી.

**રોટલીને ભાત ખાનારાઃ**—પૈસાદાર લોકો.

**ગરીબનો ખોરાકઃ**—જુવાર, બાજરીના રોટલા.

## પાઠ ૫૪ મો.

## ચકલી.

**ચકલીનું વર્ણન:**—રંગે કાળી, ધોળી કે કાબરી, ચાંચ નાની ને અણીદાર, પગે પાછળ એક ને આગળ ત્રણ આંગળાં, કદમાંનાની.

**ચકલીની જમીનપર ચાલવાની રીત:**—બંને પગ સાથે ઉપાડીને.

**અવાજ:**—ચીંચી.

**ખોરાક:**—દાણા ને ઝીણાં જીવડાં.

**માળા:**—ઝાડ ઉપર ને છાપરાને કે બીજા કશાને ખુણેખોચરે બાંધે છે. તે રૂ, તણખલાં ને એવી બીજી વસ્તુના કરે છે. માળા બહારથી સારા દેખાતા નથી પરંતુ માંહે પીછાં, રૂ, વાળ કે ઊન ગોઠવી પોચાં કરે છે.

**ઈંડાં:**—ચકલી વરસમાં બે ત્રણવાર ઇંડાં મૂકે છે. દરેક વખતે ૫-૬ ઇંડાં મૂકે છે. ઇંડાં રંગે ભુરાં હોય છે ને તેમના પર કાળાં ટપકાં હોય છે.

**ખેડુતને લાભ:**—ખેતરમાં ઝીણાં જીવડાં થાય છે ને ઉગતા છોડને બહુ નુકસાન કરે છે તે જીવડાંને વીણી વીણીને ચકલી ખાઇ જાય છે.

**ચકલીના દુશ્મન:**—સમડી, કાગડા ને સાપ.

## પાઠ ૫૫ મો.

## ઘોડો.

**ખાસ વર્ણન:**—તે દાબડાવાળું પશુ છે, તેથી તેના પગને છેડે નક્કર ને આખો દાબડો છે. પગ લાંબા, પાતળા ને મજબુત જાંઘવાળા છે. ગરદન ને પુછડી પર સુંવાળા, ચળકતા ને લાંબા વાળ છે. કાન નાના, ઉભા ને અણીદાર છે. દાંત ને

પ્રકારના છે. કાપવાના ને ચાવવાના. બંને પ્રકારના દાંતની વચ્ચે થોડી ખાલી જગા છે.

**ખોરાક**:—ઘાસ, ભુસું, ચણા, મઠ, બાજરી વગેરે.

**ઉપયોગ**:—૧ તેના પર સવારી થાય છે. ૨ ગાડીમાં જોડાય છે. ૩ ભાર ખેંચે છે. ૪ લડાઇ ને શિકારમાં વપરાય છે.

**ગુણ**:—દેખાવે સુંદર, લાંબી મજલ કાપનાર, ગરીબ, નીમકહલાલ, પણ બીકણુ ને ભડકણુ.

**ઘોડાની જાતો**:—ઘોડા ઘણી જાતના ને રંગના થાય છે સૌથી સારા અરબી ઘોડા ગણાય છે.

**ઉંમર**:—લગભગ ૩૦ વરસ જીવે છે.

## પાઠ ૫૬ મો.

## ઘોડા ને તેની જાતનાં પ્રાણીઓઃ—

**ઘોડાની જાતનાં પ્રાણીઓઃ**—ટટ્ટુ, ખચ્ચર ને ગધેડા.

**ઘોડાની જાતનાં કહેવાનું કારણઃ**—

૧ ઘોડાની માફક તેમના પગને છેડે દાબડા છે.

૨ ઘોડાની માફક તેમને શીંગડાં નથી.

૩ ઘોડાની માફક તેમને બે પ્રકારના દાંત છે.

૪ તેમનો દેખાવ ઘોડા જેવો છે.

**ટટ્ટુનું વર્ણનઃ**—નાના ઘોડાને ટટ્ટુ કહે છે. તેના અવયવો ઘોડાના અવયવોને મળતા છે પરંતુ પ્રમાણમાં નાના હોય છે. ટટ્ટુ સવારી કરવાના ને ગાડીમાં જોડવાના કામમાં આવે છે.

**ગધેડાનું વર્ણનઃ**—ઘોડા સાથે મુકાબલોઃ-

૧ ઘોડો મોટો હોય છે ને ગધેડું નાનું હોયછે.

૨ ઘોડાના કાન ટુંકા ને અણીદાર હોય છે પણ ગધેડાના કાન લાંબાને મોટા હોય છે.

૩ ઘોડાની પૂંછડીને છેડે લાંબાવાળ હોય છે પણ ગધેડાની પૂંછડીને છેડે વાળનો ઝુમખો હોય છે.
૪ ઘોડાનો દેખાવ સુંદર છે પણ ગધેડાનો દેખાવ સુંદર નથી.
૫ ઘોડા ખોંખારે છે ને ગધેડું ભૂકે છે.
૬ ઘોડા ચાલાક છે પણ ગધેડું અડીઅલ ને ઠોઠ છે.
૭ ઘોડા સારો ખોરાક ખાય છે પણ ગધેડું ઉકરડાનો કચરો ખાય છે.
૮ ઘોડા સવારીના કામમાં વપરાય છે પણ ગધેડું ભાર ઉપાડવાના કામમાં વપરાય છે.

**ગધેડાના ગુણ:**—મહેનતુ, ધીરજવાળું, કમાગરું ને સહનશીલ.

**ખચ્ચરનું વર્ણન:**—તેના કાન ગધેડાના જેવા લાંબા ને મોટા હોય છે. ઘોડાની પેઠે તેની ગરદન ને પૂંછડી પર લાંબા વાળ હોય છે. તેનું શરીર ઘોડા કરતાં નીચું ને જરા ટૂંકું હોય છે. તે કંઇક ઘોડાને અને કંઇક ગધેડાને મળતું છે.

**ખચ્ચરનો ઉપયોગ:**—સવારી કરવાના, ગાડીએ જોડવાના ને ભાર ઉપાડવાના કામમાં વપરાય છે. તે ઘણો ભાર લઇ મોટા મોટા ડુંગરા ચઢી શકે છે.

## પાઠ ૫૭ મો.

## શરીરના ભાગ.

**શરીરના મુખ્ય ભાગ:**—(૧) ડોકું (૨) ધડ.

**ડોકામાં આવેલા ભાગનાં નામ:**—માથું, (માથાપરવાળ) બે આંખો (આંખોપર, પોપચાં ને પાંપણ), ભવાં, કપાળ, બે કાન, નાક, લમણા, ગાલ, મોઢું (મોઢામાં દાંત, જીભ ને તાળવું), હોઠ ને હડપચી.

**ગળું:**—ડોકા ને ધડની વચ્ચેનો ભાગ. તેનો આગલો ભાગ ગળું કહેવાય છે ને પાછલો ભાગ ગરદન કે બોચી કહેવાય છે.

**ધડમાં આવેલા ભાગનાં નામ:**—બે ખભા, બે હાથ, (હાથના ભાગમાં કોણી, કાંડું, હથેલી ને આંગળાં છે), છાતી, પેટ, પેડુ, બે કેડો, વાંસો, બે પગ, (પગના ભાગમાં સાથળ ઢીંચણ, નળો, પાટલી, તળીઉં, એડી, ઘુંટી, આંગળાં વગેરે છે. )

**ગોકળગાયના અવયવ:**—નાનું શરીર, મોં, દાંત, બે શીંગડાં, શીંગડાંને છેડે આંખો.

## પાઠ ૫૮ મો.

## ઇંદ્રિયો.

**ઇંદ્રિય:**—જેના વડે કોઇ વસ્તુનું કંઇ પણ જ્ઞાન થાય તે ઇંદ્રિય કહેવાય.

**ઇંદ્રિયોનાં નામ:**—આંખ, કાન, નાક, જીભ ને ચામડી.

**આંખનો ઉપયોગ:**—આંખ વડે આપણે જોઇ શકીએ છીએ. તેના વડે આપણે હરકોઇ વસ્તુનો રંગ, આકાર ને કદ જાણી શકીએ છીએ. જે આંખથી જોઇ શકતા નથી તે આંધળા કહેવાય છે.

**કાનનો ઉપયોગ:**—કાન વડે આપણે સાંભળી શકીએ છીએ. તેના વડે આપણે હરકોઇ અવાજ જાણી શકીએ છીએ. જે કાનથી સાંભળી શકતા નથી તે બહેરા કહેવાય છે.

**નાકનો ઉપયોગ:**—નાકવડે આપણે સુંઘી શકીએ છીએ. તેના વડે સારી કે નઠારી વાસ પારખી શકાય છે.

**જીભનો ઉપયોગ:**—જીભ વડે આપણે ચાખી શકીએ છીએ. તેના વડે વસ્તુ ખારી, ખાટી, તીખી, મોળી, ગળી, કે કડવી છે તે આપણે જાણી શકીએ છીએ. ઉપરાંત જીભ બોલવાના કામમાં મદદ કરે છે. જે બોલી શકતો નથી તે મુંગો કહેવાય છે.

**ચામડીનો ઉપયોગઃ**—ચામડીવડે આપણે વસ્તુ પારખી શકીએ છીએ. તેના વડે વસ્તુ ટાઢી, ઉની, લીસી, ખરબચડી, પોચી, કે કઠણ છે તે આપણે જાણી શકીએ છીએ.

## પાઠ ૫૯ મો.

## રંગ

**રંગના પ્રકારઃ**—(૧) મૂળ. (૨) મિશ્ર.

**મુળ રંગનાં નામઃ**—લાલ, પીળો ને વાદળી.

**મિશ્ર રંગઃ**—મુળ રંગોની મેળવણીથી થાય તેવા રંગો.

**મિશ્રરંગોનાં નામ ને બનાવટઃ**—

**નારંગી**—લાલ ને પીળો.

**લીલો**—પીળો ને વાદળી.

**જાંબુડો**—વાદળી ને લાલ.

**કીરમજી**—ખૂલતો લાલ ને થોડો ઘેરો વાદળી.

**કેસરી**—પીળો ને થોડો ખૂલતો લાલ.

**પોપટીઓઃ**—ઝાંખો વાદળી ને થોડો ખૂલતો પીળો.

**સંયુક્ત રંગોઃ**—મિશ્ર રંગોની મેળવણીથી જે રંગો થાય તે રંગો.

**તપખીરી**—નારંગી ને લીલો.

**કથ્થાઇ**—નારંગી ને જાંબુડો.

**રાખોડી**—ધોળો ને થોડો કાળો.

**ઝાંખો ભુરો**—ધોળો ને વધારે કાળો.

**ખુલતો વાદળી**—ઘેરો વાદળી ને થોડો ધોળો.

**ગુલાબી**—ધોળો ને થોડો ખૂલતો લાલ.

**ઘેરા રંગ**—ઘાટા રંગો.

**ખૂલતા રંગ**—બહુ ઘાટા નહિ તેમ આછા નહિ.

**ઝાંખા રંગ**—બહુ આછા રંગો.

## પાઠ ૬૦ મો.

## લુગડાં.

**લુગડાંની જરૂર:**—૧ ટાઢ, તડકા ને શરદીથી શરીરનું રક્ષણ કરવા. ને ૨ શરીર સુંદર દેખાડવા.

**લુગડાં બને છે તે પદાર્થો:**—રૂ, ઊન, શણ ને રેશમ. ઉપરાંત જંગલના લોકો ઝાડની છાલ ને જનાવરનાં ચામડાંનાં લુગડાં બના છે.

**સુતરાઉ કાપડ:**—રૂને પીંજીને કાંતે છે ત્યારે સુતર બને છે તેનાં કપડાં સુતરાઉ કપડાં કહેવાય છે. સુતરાઉ કપડાં તાપના દહાડામાં પહેરવાથી તાપ ઓછો લાગે છે.

છીંટ, ખાદી, બાસ્તા, સેલું, જામદાની વગેરે સુતરાઉ કાપડ છે.

**ઊનનું કાપડ:**—ઘેટાંના ડીલ પરથી ઊન લઇ સાફ કરે છે પછી તેનાં કપડાં વણે છે તે ઊનનાં કપડાં કહેવાય છે. ઊનનાં કપડાંથી ટાઢ વાતી નથી તેથી ટાઢના દહાડામાં ઊનનાં કપડાં પહેરાય છે. બનાત, ફલાનલ વગેરે કાપડ ઊનનું બને છે.

**શણનું કાપડ:**—શણના છોડની છાલ ઉતારી લઇ તેમાંથી રેસા છૂટા પાડે છે. તેને સાફ કરી વણે છે તે શણનું કાપડ કહેવાય છે. શણનુ કાપડ ઘણું મજબુત હોય છે.

કંતાન, કોથળા વગેરે શણનું કાપડ છે.

**રેશમી કાપડ:**—રેશમ એક જાતના કીડા બનાવે છે. તેનાં કપડાં રેશમી કપડાં કહેવાય છે. મુગટા, પીતાંબર, સાડીઓ, અતલસ, કિનખાબ વગેરે રેશમી કાપડ છે. રેશમી કાપડ સુંવાળું, ચળકતું ને મજબુત હોય છે પણ કીંમત વધારે બેસે છે.

**પશુને ટાઢ ન વાય માટે પ્રભુની ગોઠવણ:**—

૧ તેમની ચામડી જાડી હોય છે.

૨ તેમની ચામડી પર ઘાટા વાળ હોય છે.

**પક્ષીને ટાઢ ન વાય માટે પ્રભુની ગોઠવણ:**—

૧ તેમને રૂવાં, વાળ ને પીંછાં આપેલાં છે.

**માંછલાંને ટાઢ ન વાય માટે પ્રભુની ગોઠવણ:—**

૧ તેમનું લોહી ઠંડું બનાવ્યું છે.
૨ તેમના ડીલ પર ભીંગડાં બનાવ્યા છે.



## પાઠને મથાળે આવેલા અઘરા શબ્દો.

ર્+ગ = ર્‌ + ગ = ર્ગ. વટેમાર્ગુ.
ક્ + ત = ક્ત. ભક્તિ.
પૃ: + ઋ = પૃ. પૃથ્વી.
ર્ +મ = ર્‌ + મ = ર્મ. ધર્મશાળા
ર્ + ણ = ર્‌ + ણ = ર્ણ. વર્ણન
ભ્ + ર = ભ્ર. = ભ્રમર.
શ્ + ર = શ્ર. શ્રાવણ.
સ્ + ત્ + ર = સ્ત્ર = સ્ત્ર. વસ્ત્ર.
જ્ + જ = જ્જ. સજ્જડ.
દ્ + દ = દ્દ. મુદ્દલ.
ત્ + ન = ત્‌ ન = ત્ન. યત્ન.
ર્ + ધ = ર્‌ + ધ = ર્ધ. અર્ધું.
સ્ + વ = સ્વ. સ્વાદ.
ર્ + પ = ર્પ. દર્પણ.
હ્ + મ = હ્મ. બ્રાહ્મણ
ર્ + થ = ર્‌ થ = ર્થ. વિદ્યાર્થી
ર્ + ખ = ર્‌ ખ = ર્ખ. મૂર્ખ

ર્ + ડ = ર્‌ ડ = ર્ડ. ગાર્ડ
સ્ + ટ = સ્ટ. સ્ટેશન
દ્ + ધ = દ્ધ. ઓદ્ધા
ર્ + મ = ર્‌ મ = ર્મ બાપકર્મી
સ્ + હ = સ્હ. સ્હાય
સ્ + પ = સ્પ. વનસ્પતિ
શ્ + ચ = શ્ચ. પશ્ચિમ
સ્ + લ = સ્લ. સ્લેટ
સ્ + ટ = સ્ટ. સ્ટેશન
સ્ + પ = સ્પ. વનસ્પતિ
ક્ષ્ + મ = ક્ષ્મ. લક્ષ્મણ
ર્ + દ = ર્‌ દ = ર્દ. નિર્દય
ષ્ + ક = ષ્ક. પુષ્કળ
ચ્ + છ = ચ્છ. ગુચ્છો
સ્ + ત્ + ર = સ્ત્ર = સ્ત્ર. વસ્ત્રો
ત્ + ક = ત્કાર તત્કાળ
સ્ + વ = સ્વ. સ્વાદ

* આ શબ્દોનું વાચન, જોડણી ને લેખન શિક્ષકોએ ઘણીજ સંભાળથી શિખવવું.

છોડ્યું
લશ્કર
પ્રાર્થના
દુશ્મન
ચર્યો
ફુલાવ્યું
બચ્યા
જતો
પહેર્યા
વર્ગ
સ્ત્રી
રાજમાર્ગ
પુષ્કળ
પ્રભુ
સૂર્ય
ઋતુ
સહાય
વનસ્પતિ
પૃથ્વી
પલ્લવ
પશ્ચિમ
પાશ્ચગ

પૂર્વ
ઉત્તર
દક્ષિણ
વસ્તુ
સ્લેટ
મધ્ય
વચ્ચે
માસ્તર
સ્ટેશન
સ્લેટ
વર્ગ
વળ્યા
પહોંચ્યા
ઈશ્વરલાલ
ચડ્યા
લલ્લુ
કર્યા
પૂછ્યું
ગમ્યું
દાક્તર
વનસ્પતિ
આથમ્યા

સર્વે
ધાન્ય
નિર્દય
ભઠ્ઠી
જન્મ
છિદ્રો
આણ્યો
પ્રમાણે
પિત્તળ
પુષ્કળ
સિક્કા
સસ્તું
અત્તર
ગુચ્છો
ઇબ્રાહીમ
વસ્ત્રો
અન્ન
લટ્ટ
ઇનામ
પુષ્કળ
તત્કાળ
ઇચ્છા

જન્મ
રક્ષણ
ચોકઓ
હુન્નર
ઉદ્યોગી
પ્રાણી
નક્કર
પ્રીતિ
ટટ્ટીઓ
ત્રીસ
વણાં
કણાગરું
ટટ્ટુ
ખચ્ચર
ઇંદ્રિયો
સ્વાદ
જાણ્યું
કત્થાઈ
ઓછાવત્તા
સાલ્લા
ધ્રુજે
બાસ્તો

